لَيْسَ شَيْءٌ أَكْرَمَ عَلَى اللهِ مِنَ الدُّعَاءِ
(رَوَاهُ التِرمذی)

# મુફીદુલ મુસ્લિમીન

# مُفِيدُ المُسلِمِين


:: લેખક ::

હઝરત મૌલાના મુફતી

ઈસ્માઈલ કછોલવી સાહેબ

( દામત બરકાતુહુમ )

:: અનુવાદકો ::

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા

જનાબ મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી



:: પ્રકાશક ::

મહમુદ કિતાબ ઘર

મોટા બજાર, જુમ્આ મસ્જીદ, નવસારી. ગુજરાત

મો.: +૯૧ ૯૮૨૪૩ ૪૪૭૩૫

ليس شيئ اكرم على الله من الدعاء (رواه الترمذى)

અલ્લાહ તઆલાની નજરમાં દુઆ કરતાં વધારે માનવંત બીજી કોઈ વસ્તુ નથી. ('તિરમિઝી શરીફ')

# મુફીદુલ મુસ્લિમીન

# مفيد المسلمين

લેખક અને પ્રકાશક

હઝરત મવ્લાના મુફ્તી ઈસ્માઈલ કછોલવી સાહેબ
દામત્ બરકાતુહુમ
શય્ખુલ્ હદીષ અને સદર મુફ્તી,
મદ્રસા જામિઅહ હુસૈનિયહ, રાંદેર
અને
ખલીફએ શય્ખુલ્ હદીષ હઝરત મવ્લાના મુહમ્મદ ઝકરિયા સાહેબ કાંધલવી નવ્વરલ્લાહુ મર્કદહૂ

અનુવાદકો

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહેબ
જનાબ મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી સાહેબ

કિતાબ : મુફીદુલ મુસ્લિમીન

લેખક અને પ્રકાશક : હઝરત મવ્લાના મુફતી ઈસ્માઈલ કછોલવી સાહેબ (દા.બ.) [ખલીફએ શયૂખુલ્ હદીષ હઝરત મવ્લાના મુહમ્મદ ઝકરિયા સાહેબ કાંધલવી રહ.]

[1] DARUL IFTA WAL IRSHAD
71, Fairbank Road, Bradford, U.K.
Phone : 00 - 44 - 1274 - 822538

[2] શયૂખુલ્ હદીષ અને સદર મુફતી
મદ્રસા જામિઅહ હુસૈનિયહ, મોરા ભાગળ,
રાંદેર, સુરત [ગુજરાત] 395 005
ટેલીફોન : [0261] 2765376 / 2686327
મોબાઈલ : 09909530740 / 09723781922

અનુવાદકો : જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહેબ
જનાબ મવ્લાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

પ્રકાશન વર્ષ : સફર, 1432 હિજરી/ફેબ્રુઆરી, 2011 ઈસ્વી

ટાઈપ સેટીંગ : જનાબ મવ્લાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

મુદ્રક M : +91 98243 44735




Mahmood Kitab Ghar
Mota Bazar, Near Jama Masjid, Old Vegetable Market Lane,
Navsari - 396 445, Gujarat, India.
e-mail : mahmoodkitabghar@yahoo.com

# પ્રસ્તાવના

નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.

અમ્મા બાદ :

દુનિયાની વસ્તીઓમાં દરેક માણસ પોતાની માન્યતા મુજબ ધર્મપાલન માટે સ્વતંત્ર છે. અને ધર્મના પાલન માટે સર્વ પ્રથમ જ્ઞાનની જરૂરત છે. ઈસ્લામ એક એવો ધર્મ છે કે માણસના જન્મથી લઈ મૃત્યુ સુધી જે પણ હાલત અથવા પરિસ્થિતિ આવે એમાં એના માટે ધર્મ તરફથી ખાસ હુકમો છે જેનું પાલન પણ જરૂરી છે. અને એ મુજબ પાલન કરવાથી મનની શાંતિ અને ઈન્સાની જીવનની સદ્ઉપયોગિતા તથા મૃત્યુ પછી આવતી હાલતોથી સંપૂર્ણ રાહત મળે છે. જેનો ખુલાસો એ છે કે દરેક પળે તે પોતાના પાલનહાર તરફ નઝર અને ધ્યાન રાખે અને તેને યાદ કરતો રહે. એટલા માટે હદીસ શરીફમાં આકાએ નામદાર હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી દરેક વખતોની દુઆઓ નકલ કરવામાં આવી છે.

એપ્રિલ ૧૯૮૮ માં બુઝુર્ગોના મશ્વરાના લીધે યુ.કે.માં દીની ખિદમતના વિચારથી રહેવાનું નક્કી કર્યું અને ત્યાંની દીની હાલતોનું સર્વેક્ષણ કર્યું તો નાના ભૂલકાંઓ માટે કે જેની માતૃભાષા હવે ઈંગ્લીશ હતી દીનની બુનિયાદી તાલીમ માટે કોઈ ખાસ કિતાબ ન હતી જેને નઝર સમક્ષ રાખી દોસ્તોના મશ્વરાથી ઉર્દૂ– ઈંગ્લીશ મિશ્રણ સાથે **'મુફીદુલ મુસ્લિમીન'** નામી એક કિતાબ તૈયાર કરવામાં આવી. અલ્લાહના ફઝલો કરમથી એ કિતાબ ખરેખર મુસલમાનો માટે

ફાયદામંદ સાબિત થઈ અને મકતબોના કોર્ષમાં પણ દાખલ કરવામાં આવી. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી સદકએ જારિયહ બનાવે. આમીન.

સન ઈસ્વી ૨૦૦૪ માં જયારે ઈન્ડીયા આવવાનું થયું ત્યારે બીજી કિતાબો સાથે ઈંગ્લીશ કિતાબ **'મુફીદુલ મુસ્લિમીન'**ની એક પ્રત મારા મુહસિન દોસ્ત જનાબ અલ્હાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહેબને અર્પણ કરવાની સઆદત નસીબ થઈ અને એમણે ફકત એક માસની ટૂંકી મુદતમાં એનો પોતાની લાક્ષણિક ઢબે સુંદર ગુજરાતી અનુવાદ તૈયાર કરીને દિલ ખુશ કરી નાંખ્યું અને એ કિતાબ ફકત ગુજરાતી જાણનાર માટે પણ ફાયદાકારક બનાવી મારા અને ગુજરાતી સમાજ પર મહાન અહેસાન કર્યો. અલ્લાહ તઆલા એમની ઈખ્લાસપૂર્ણ એ ખિદમત કબૂલ ફરમાવે. (આમીન)

આ ગુજરાતી આવૃત્તિ તૈયાર કરવામાં જેઓએ અને જે પણ મહેનત અને કુર્બાની આપી છે દરેકને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી દારયનમાં બહેતરીન બદલો નસીબ કરે. આમીન.

અહકર,

**ઈસ્માઈલ કછોલવી**

ગુફિરલહુ

**૨૮, જમાદિલ આખર, ૧૪૨૫ હિજરી**

**૧૫, ઓગષ્ટ, ૨૦૦૪ ઈસ્વી,**

**રવિવાર**

# અનુક્રમણિકા

## ૧ તઅવ્વુઝ (ઈસ્તિઆઝહ) تعوذ (استعاذہ)

أَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمُ

**'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ્.'**

'હું અલ્લાહની પનાહ લઉં છું લઅનત કરવામાં આવેલ શયતાનથી.'

## ૨ તસ્મિય્યહ (બસ્મલહ) تسمیہ (بسملہ)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمُ

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ્.'**

'અલ્લાહના નામથી શરૂ કરું છું જે રહમાન અને રહીમ છે.'

## ૩ પહેલો કલિમહ તય્યિબ پہلا کلمہ طیب

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهُ

**'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ.'**

'અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે.'

## ૪ બીજો કલિમહ શહાદત دوسرا کلمہ شہادت

اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ

**'અશ્હદુ અલ્ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી-ક લહ્, વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહુ વ રસૂલુહ્.'**

'હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, તે અનન્ય (એક અને માત્ર એક) છે, તેનો કોઈ ભાગીદાર નથી, અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના બંદા અને રસૂલ છે.'

## ૫ ત્રીજો કલિમહ તમજીદ تیسرا کلمہ تمجید

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمُ

**'સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુલિલ્લાહિ, વ લા-ઈલા-હ ઈલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર્ વ લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ્.'**

'અલ્લાહની ઝાત પાક છે અને સર્વ તા'રીફો [વખાણો] અલ્લાહના માટે જ છે, અને અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, અને અલ્લાહ સૌથી મહાન છે, અને કોઈમાં શકિત અને કુદરત નથી; પરંતુ અલ્લાહ (ની મદદ)થી જ, જે સર્વોચ્ચ અને મહાન છે.'

## ૬ ચોથો કલિમહ તવ્હીદ چوتھا کلمہ توحید

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ،
لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيٖ وَيُمِيْتُ بِيَدِهِ
الْخَيْرُ، وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

**'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી–ક લહુ, લ–હુલ્મુલ્કુ વ લ–હુલ્હમ્દુ, યુહ્યી વ યુમીતુ બિ યદિહિલ્ ખયરૂ, વ હુ–વ અલા કુલ્લિ શયઈન્ કદીરૂ.'**

'અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, તે એક અને માત્ર એક (અનન્ય) છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેના જ માટે બાદશાહી છે, અને સર્વ પ્રશંસાઓ તેના માટે જ છે, તે જ જીવાડે છે અને તે જ મોત આપે છે, અને તેના જ કબજામાં દરેક પ્રકારની ભલાઈ છે, અને તે સર્વ પર શકિતમાન છે.'

## ૭ પાંચમો કલિમહ રદ્દે કુફ્ર پنجم کلمہ رد کفر

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِكَ مِنْ اَنْ اُشْرِكَ بِكَ شَيْئًا
وَّاَنَا اَعْلَمُ بِهٖ، وَاَسْتَغْفِرُكَ لِمَا لَا اَعْلَمُ بِهٖ، تُبْتُ
عَنْهُ وَتَبَرَّاْتُ مِنَ الْكُفْرِ وَالشِّرْكِ وَالْكِذْبِ
وَالْمَعَاصِىْ كُلِّهَا، اَسْلَمْتُ وَاٰمَنْتُ وَاَقُوْلُ

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهُ

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિન્ અન્ ઉશ્રિ-ક બિ-ક શયઅંવ્ વ અ-ન અઅ્લમુ બિહી, વ અસ્તગ્ફિરુ-ક લિમા લા અઅ્લમુ બિહી, તુબ્તુ અન્હુ વ તબર્રઅ્તુ મિનલ્ કુફ્રિ વશ્શિર્કિ વલ્ કિઝ્બિ વલ્ મઆસી કુલ્લિહા અસ્લમ્તુ વ આમન્તુ વ અકૂલુ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્ રસૂલુલ્લાહ.'**

'હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું જાણીબુઝીને તારી સાથે કોઈને શરીક ઠરાવવાથી, અને હું તારાથી માફી માંગું છું અજાણપણે (શિર્ક) થઈ જવાથી, અને એનાથી તવબા કરું છું, (અને) હું બેઝાર થાઉં છું કુફ્રથી અને શિર્કથી અને જૂઠથી તેમજ તમામ પ્રકારના ગુનાહોથી. હું તા'બેદાર બની ગયો અને હું ઈમાન લાવ્યો, અને હું સાચા દિલથી ઈકરાર કરું છું કે, અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી (અને) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે.'

## ૮ છઠ્ઠો કલિમહ ઈસ્તિગ્ફાર ششم کلمہ استغفار

اَسْتَغْفِرُ اللّٰهَ رَبِّیْ مِنْ کُلِّ ذَنْبٍ اَذْنَبْتُهٗ عَمَدًا اَوْ خَطَاً سِرًّا اَوْ عَلَانِيَةً، وَاَتُوْبُ اِلَيْهِ مِنَ الذَّنْبِ الَّذِیْ اَعْلَمُ وَمِنَ الذَّنْبِ الَّذِیْ لَا اَعْلَمُ،

اِنَّکَ اَنْتَ عَلَّامُ الْغُیُوْبِ وَسَتَّارُ الْعُیُوْبِ وَغَفَّارُ الذُّنُوْبِ،
لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمُ

'અસ્તગ્ફિરુલ્લા-હ રબ્બી મિન કુલ્લિ ઝમ્બિન્ અઝ્નબ્તુહુ અ-મ-દન્ અવ્ ખ-ત-અન્ સિર્રન્ અવ્ અલાનિય્યતન્, વ અતૂબુ ઈલય્હિ મિનઝ્ઝમ્બિલ્લઝી અઅ્લમુ વ મિનઝ્ઝમ્બિલ્લઝી લા અઅ્લમુ ઈન્ન-ક અન્ત અલ્લામુલ્ ગુયૂબિ વ સત્તારુલ્ ઉયૂબિ વ ગફ્ફારુઝ્ઝુનૂબિ, લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ્.'

'હું મારા પરવરદિગાર અલ્લાહથી એવા તમામ ગુનાહોથી માફી માંગુ છું જે મેં ઈરાદાપૂર્વક કર્યા છે યા ભૂલથી, છુપી રીતે કર્યા છે કે જાહેરમાં અને હું તેની આગળ માફી માંગું છું એવા ગુનાહોથી જેને હું જાણું છું અને એવા ગુનાહોથી જેને હું નથી જાણતો. હે અલ્લાહ ! તું ગય્બનો જાણકાર છે અને અમારી ખામીઓને છુપાવનાર છે અને ગુનાહોને માફ કરનાર છે. અને કોઈમાં શક્તિ અને કુદરત નથી, પરંતુ અલ્લાહ તઆલા (ની મદદ)થી જ, જે મહાન (અને) બુઝુર્ગીવાળો છે.'

## ૯ ઈસ્તિગ્ફાર استغفار

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ

وَاَتُوْبُ اِلَيْهُ

**'અસ્તગ્ફિરુલ્લા-હલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ્.'**

'હું તે અલ્લાહથી માફી ચાહું છું, જેના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, જે હંમેશા જીવંત રહેનાર, શાશ્વત, સનાતન છે. અને હું તેની બારગાહમાં તવબહ કરું છું.'

## ૧૦ ઈમાને મુજમલ ایمان مجمل

اٰمَنْتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسْمَائِهٖ وَ صِفَاتِهٖ وَقَبِلْتُ جَمِيْعَ اَحْكَامِهٖ

**'આમન્તુ બિલ્લાહિ કમા હુ-વ બિ અસ્માઈહી વ સિફાતિહી વ કબિલ્તુ જમી-અ અહ્કામિહ્.'**

'હું ઈમાન લાવ્યો અલ્લાહ પર જેવો કે તે પોતાના નામો અને સિફતો સાથે છે. અને મેં એના તમામ હુકમો કબૂલ કર્યા.'

## ૧૧ ઈમાને મુફસ્સલ ایمان مفصل

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَ كُتُبِهٖ وَ رُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ وَالْقَدْرِ خَيْرِهٖ وَ شَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ

'આમન્તુ બિલ્લાહિ વ મલા–ઈ–કતિહી વ કુતુબિહી વ રુસુલિહી વલ્ યવ્મિલ્ આખિરિ વલ્ કદ્રિ ખય્રિહી વ શર્રિહી મિનલ્લાહિ તઆલા વલ્બઅ્થિ બઅ્દલ્ મવત્.'

'હું ઈમાન લાવ્યો અલ્લાહ પર અને તેના ફરિશ્તાઓ પર અને તેની કિતાબો પર અને તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર અને આ વાત પર કે સારી અને ખરાબ તકદીર અલ્લાહ તઆલા તરફથી જ હોય છે અને મૌત પછી સજીવન થવા પર.'

## ૧૨ વુઝૂ શરૂ કરવાની દુઆ وضو شروع کرنے کی دعا

اَتَوَضَّأُ لِرَفْعِ الْحَدَثِ، اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ، بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ، بِسْمِ اللّٰهِ الْعَظِيْمِ وَالْحَمْدُ لِلّٰهِ عَلٰى دِيْنِ الْاِسْلَامِ

'અ–તવઝ્ઝઉ લિરફ્ઈલ્ હ–દથ, અઊઝુ બિલ્લાહિ મિનશ્શય્તાનિર્રજીમ્, બિસ્મિલ્લા હિર્રહ્મા નિર્રહીમ્, બિસ્મિલ્લાહિલ્ અઝીમિ વલ્હમ્દુ લિલ્લાહિ અલા દીનિલ ઈસ્લામ્'

'હું નાપાકી દૂર કરવા માટે વુઝૂ કરું છું. હું અલ્લાહની પનાહ લઉં છું લઅનત કરવામાં આવેલ શયતાનથી. અલ્લાહના નામથી શરૂ કરું છું જે રહમાન અને રહીમ છે. એવા મહાન અલ્લાહના નામથી શરૂ કરું છું જેના માટે સર્વ પ્રશંસાઓ છે અને જેણે મને દીને ઈસ્લામ પર કાયમ રાખ્યો છે.'

## ૧૩ وضو کے درمیان پڑھنے کی دعا

### વુઝૂ દરમિયાન પઢવાની દુઆ

اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ذَنْبِیْ وَوَسِّعْ لِیْ فِیْ دَارِیْ وَبَارِکْ لِیْ فِیْ رِزْقِیْ

**'અલ્લાહુમ્મગ્ફિર્ લી ઝમ્બી વ વસ્સિઅ્ લી ફી દારી વ બારિક્ લી ફી રિઝ્કી.'**

'હે અલ્લાહ ! મારા ગુનાહોને માફ ફરમાવ અને મારા ઘરમાં તું વિશાળતા દે અને મારી રોઝીમાં બરકત અતા કર.'

## ૧૪ વુઝૂ કરવા પછીની દુઆ وضو کے بعد کی دعا

اَشْھَدُ اَنْ لَّا اِلٰہَ اِلَّا اللّٰہُ وَحْدَہٗ لَا شَرِیْکَ لَہٗ، وَاَشْھَدُ اَنَّ مُحَمَّداً عَبْدُہٗ وَرَسُوْلُہٗ، اَللّٰھُمَّ اجْعَلْنِیْ مِنَ التَّوَّابِیْنَ وَاجْعَلْنِیْ مِنَ الْمُتَطَھِّرِیْنَ

**'અશ્હદુ અલ્ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી-ક લહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહુ વ રસૂલુહુ. અલ્લાહુમ્મજ્ અલ્ની મિનત્તવ્વાબી-ન વજ્અલ્ની મિનલ્ મુ-ત-તહ્હિરીન.'**

'હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ

ઈબાદતને લાયક નથી, તે એકલો જ છે, તેનો કોઈ ભાગીદાર નથી. અને હું (આ પણ) ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના બંદા અને તેના રસૂલ છે.

હે અલ્લાહ તઆલા ! મને ઘણી તૌબા કરનારાઓમાં અને અત્યંત પવિત્ર રહેનારાઓમાં શામિલ કરી લે.'

## ૧૫ અઝાન اذان

اَللّٰهُ اَكْبَرُ ط اَللّٰهُ اَكْبَرُ ط اَللّٰهُ اَكْبَرُ ط اَللّٰهُ اَكْبَرُ ط
اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ ط اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا
اللّٰهُ ط اَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط
اَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط
حَيَّ عَلَى الصَّلٰوةِ ط حَيَّ عَلَى الصَّلٰوةِ ط
حَيَّ عَلَى الْفَلَاحِ ط حَيَّ عَلَى الْفَلَاحِ ط
اَللّٰهُ اَكْبَرُ ط اَللّٰهُ اَكْبَرُ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ط

'અલ્લાહુ અક્બર, અલ્લાહુ અક્બર.
અલ્લાહુ અક્બર, અલ્લાહુ અક્બર.
અશ્હદુ અલ્ લા ઈલા-હ ઈલ્લલ્લાહ્.
અશ્હદુ અલ્ લા ઈલા-હ ઈલ્લલ્લાહ્.
અશ્હદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ્.

અશ્હદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ્.
હય્ય અલસ્સલાહ્, હય્ય અલસ્સલાહ્.
હય્ય અલલ્ ફલાહ્, હય્ય અલલ્ ફલાહ્.
અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્.
લા ઈલા-હ ઈલ્લલ્લાહ્.'

'અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે.
અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે.
હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ મા'બૂદ નથી.
હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ મા'બૂદ નથી.
હું ગવાહી આપું છું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે.
હું ગવાહી આપું છું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે.
આવો નમાઝ માટે, આવો નમાઝ માટે.
આવો કામિયાબી મેળવવા માટે, આવો કામિયાબી મેળવવા માટે.
અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે,
અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ મા'બૂદ નથી.'

**સૂચના** : ફજરની અઝાનમાં હય્ય અલલ્ ફલાહ પછી બે વખત આ શબ્દો કહેવામાં આવે.

اَلصَّلٰوةُ خَيْرٌ مِّنَ النَّوْمُ

'અસ્સલાતુ ખય્રુમ્ મિનન્નવ્મ્.'

'નમાઝ ઊંઘથી બહેતર છે.'

## ૧૬ ઈકામત اقامت

અઝાનના શબ્દોમાં :

حَیَّ عَلَی الْفَلَاحُ ط حَیَّ عَلَی الْفَلَاحُ ط

**હય્ય અલલ્ ફલાહ્, હય્ય અલલ્ ફલાહ્.**

પછી આ શબ્દોનો વધારો કરો !

قَدْ قَامَتِ الصَّلٰوۃُ ط قَدْ قَامَتِ الصَّلٰوۃُ ط

**કદ્ કામતિસ્સલાહ્, કદ્ કામતિસ્સલાહ્.**

ખરેખર, નમાઝની જમાઅત ઊભી થઈ ગઈ.
ખરેખર, નમાઝની જમાઅત ઊભી થઈ ગઈ.

અંતમાં આ શબ્દો કહે :

اَللّٰهُ اَکْبَرُ ط اَللّٰهُ اَکْبَرُ ط لَآاِلٰهَ اِلَّا اللّٰهُ ط

**અલ્લાહુ અક્બર, અલ્લાહુ અક્બર,**
**લા ઈલા-હ ઈલ્લલ્લાહ્.'**

અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે,
અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ મા'બૂદ નથી.'

## ૧૭ جب اذان کی آواز سنے

**જ્યારે અઝાનનો અવાજ સાંભળે**

رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَّبِالْاِسْلَامِ دِيْناً وَّ بِمُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ رَسُوْلاً وَّنَبِيًّا

**'રઝીતુ બિલ્લાહિ રબ્બંવ્ વ બિલ્ ઈસ્લામિ દીનંવ્ વ બિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લ-મ રસૂલંવ્ વ નબિય્યા.'**

'હું અલ્લાહને રબ માનવા અને ઈસ્લામને દીન (ધર્મ) માનવા અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને રસૂલ અને નબી માનવા રાજી થઈ ગયો.'

## ૧૮ جب مغرب کی اذان سنے

## જયારે મગરિબની અઝાન સાંભળે

اَللّٰهُمَّ هٰذَا اِقْبَالُ لَيْلِكَ وَاِدْبَارُ نَهَارِكَ وَاَصْوَاتُ دُعَاتِكَ فَاغْفِرْلِىْ

**'અલ્લાહુમ્મ હા-ઝા ઈક્બાલુ લય્લિ-ક વ ઈદ્બારુ નહારિ-ક વ અસ્વાતુ દુઆતિ-ક ફગ્ફિર્ લી.'**

'હે અલ્લાહ ! આ તારી રાત આવવાનો અને દિવસ જવાનો તેમજ તારી તરફ દઅવત દેનારનો અવાજ છે જેથી તું મને બખ્શી દે.'

## ૧૯ અઝાન પછીની દુઆ اذان کے بعد کی دعا

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ
اٰتِ مُحَمَّدَنِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَاماً
مَحْمُوْدَنِ الَّذِىْ وَعَدْتَّهٗ اِنَّکَ لَا تُخْلِفُ الْمِيْعَادُ

**'અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્‌વતિત્તામ્મતિ વસ્સલાતિલ્ કાઈ–મતિ આતિ મુહમ્મ–દ–નિલ્ વસી–લ–ત વલ્ ફઝી–લ–ત વબ્‌ અષ્‌હુ મકામમ્ મહમૂ–દ–નિલ્લઝી વઅત્તહુ ઈન્ન–ક લા તુખ્લિફુલ્ મીઆદ્.'**

'હે અલ્લાહ ! આ પૂરી પુકાર(અઝાન)ના રબ અને (તેના પછી) કાયમ થનાર નમાઝના રબ ! (હઝરત) મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને 'વસીલહ' અતા ફરમાવ [ જે જન્નતનો એક દરજો છે ] અને આપને ફઝીલત અતા ફરમાવ અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મકામે મહમૂદ પર પહોંચાડ, જેનો તેં વાયદો ફરમાવ્યો છે. બેશક, તું વચનભંગ કરતો નથી.'

## ૨૦ તકબીરે તહરીમહ تکبیر تحریمہ

**'અલ્લાહુ અકબર'** اَللّٰهُ اَكْبَرْ

'અલ્લાહ સૌથી મહાન છે.'

## ૨૧ સના ثناء

سُبْحَانَکَ اللّٰهُمَّ وَ بِحَمْدِکَ وَ تَبَارَکَ

اسْمُکَ وَ تَعَالٰی جَدُّکَ وَ لَا اِلٰهَ غَیْرُکَ

**'સુબ્હા–ન–કલ્લાહુમ્મ વ બિ હમ્દિ–ક વ તબાર–કસ્મુ–ક વ તઆલા જદ્દુ–ક વ લા ઈલા–હ ગયરુક.'**

'હે અલ્લાહ ! અમે તારી પવિત્રતાનો ઈકરાર કરીએ છીએ અને તારી તા'રીફ (પ્રશંસા) બયાન કરીએ છીએ અને તારું નામ બરકતવંત છે અને તારી બુઝુર્ગી ઘણી ઉચ્ચતર છે અને તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી.'

## ૨૨ 'રુકૂઅ'ની તસ્બીહ رکوع کی تسبیح

سُبْحَانَ رَبِّیَ الْعَظِیْمُ

**'સુબ્હા–ન રબ્બિ–યલ્ અઝીમ્.'**

'હું મારા મહાન પાલનહારની પાકી બયાન કરું છું.'

## ૨૩ તસ્મીઅ تسمیع

سَمِعَ اللّٰهُ لِمَنْ حَمِدَهٗ

**'સમિઅલ્લાહુ લિમન્ હમિદહ્.'**

'જેણે અલ્લાહની તા'રીફ કરી, તે અલ્લાહે સાંભળી લીધી.'

## ૨૪ તહમીદ تحمید

اَللّٰهُمَّ رَبَّنَا وَلَکَ الْحَمْدُ

**'અલ્લાહુમ્મ રબ્બના વ લ-કલ્ હમ્દ.'**

'હે અલ્લાહ ! હે અમારા પરવરદિગાર !
અને તારા જ માટે બધી તા'રીફ છે.'

## ૨૫ 'સજદહ'ની તસ્બીહ سجدہ کی تسبیح

سُبْحَانَ رَبِّیَ الْاَعْلٰی

**'સુબ્હા-ન રબ્બિયલ્ અઅ્લા.'**

'હું મારા ઉચ્ચતમ પરવરદિગારની પાકી બયાન કરું છું.'

## ૨૬ તશહ્હુદ (અત્તહિય્યાત) تشہد

اَلتَّحِیَّاتُ لِلّٰہِ وَالصَّلَوَاتُ وَالطَّیِّبَاتُ، اَلسَّلَامُ
عَلَیْکَ اَیُّھَا النَّبِیُّ وَرَحْمَةُ اللّٰہِ وَبَرَکَاتُہٗ، اَلسَّلَامُ
عَلَیْنَا وَعَلٰی عِبَادِ اللّٰہِ الصَّالِحِیْنَ، اَشْھَدُ اَنْ لَّا اِلٰہَ
اِلَّا اللّٰہُ وَاَشْھَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُہٗ وَرَسُوْلُہٗ

**'અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્-સ-લવાતુ વત્તય્યિબાતુ અસ્સલામુ અલય-ક અય્યુહન્નબિય્યુ વ રહ્મતુલ્લાહિ વ બ-ર-કાતુહ્, અસ્સલામુ અલય્ના વ અલા ઈબાદિલ્લાહિસ્સાલિહીન્. અશ્હદુ અલ્ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહુ વ રસૂલુહ્.'**

'સર્વ ઝબાની ઈબાદતો અને સર્વ અમલી-બદની ઈબાદતો અને સર્વ માલી ઈબાદતો અલ્લાહ માટે જ છે.

સલામ હજો આપ પર હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ! અને અલ્લાહની રહમત તથા એની બરકતો (આપ પર) નાઝિલ થાય.

સલામ હજો અમારા ઉપર અને અલ્લાહના તમામ નેક બંદાઓ ઉપર.

હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય બીજો કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.'

## ૨૭ દુરૂદે ઈબ્રાહીમ درود ابراھیم

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ
کَمَا صَلَّیْتَ عَلٰی اِبْرَاھِیْمَ وَعَلٰی اٰلِ اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ
اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ
کَمَا بَارَکْتَ عَلٰی اِبْرَاھِیْمَ وَعَلٰی اٰلِ اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય્-ત અલા ઈબ્રાહી-મ વ અલા**

આલિ ઈબ્રાહી-મ ઈન્નક હમીદુમ્ મજીદ.'
'અલ્લાહુમ્મ બારિક્ અલા મુહમ્મદિવ્ વ અલા આલિ
મુહમ્મદિન્ કમા બારક્-ત અલા ઈબ્રાહી-મ વ અલા
આલિ ઈબ્રાહી-મ ઈન્નક હમીદુમ્ મજીદ.'

'હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં કુટુંબીજનો (આલ) પર, જેવી રીતે કે તેં રહમત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ અલયહિસ્સલામ પર અને ઈબ્રાહીમ અલયહિસ્સલામની અવલાદ પર. બેશક, તું જ તા'રીફને લાયક (અને) મોટી બુઝુર્ગીવાળો છે.'

'હે અલ્લાહ ! તું બરકત નાઝિલ ફરમાવ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અવલાદ પર, જેવી રીતે કે તેં બરકત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ અલયહિસ્સલામ પર અને ઈબ્રાહીમ અલયહિસ્સલામની અવલાદ પર, બેશક, તું જ તા'રીફને લાયક (અને) મોટી બુઝુર્ગીવાળો છે.'

## ૨૮ درود ابراھیم کے بعد کی دعا

## દુરૂદે ઈબ્રાહીમ પછીની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ ظَلَمْتُ نَفْسِیْ ظُلْمًا كَثِیْرًا وَّلَا یَغْفِرُ
الذُّنُوْبَ اِلَّا اَنْتَ، فَاغْفِرْلِیْ مَغْفِرَةً مِّنْ عِنْدِكَ
وَارْحَمْنِیْ اِنَّكَ اَنْتَ الْغَفُوْرُ الرَّحِیْمُ

'અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફ્સી ઝુલ્મન્ કષીરંવ્ વ લા યગ્ફિરુઝ્ ઝુનૂ-બ ઈલ્લા અન્ત, ફગ્ફિર્ લી મગ્ફિરતમ્ મિન્ ઈન્દિ-ક વર્હમ્ની ઈન્ન-ક અન્તલ્ ગફૂરુર્રહીમ્.'

'હે અલ્લાહ ! મેં મારી જાત પર ઘણો જ ઝુલ્મ કર્યો છે અને તારા સિવાય કોઈ ગુનાહોને માફ કરી શકતો નથી, તો તું પોતાના તરફથી ખાસ બખ્શિશ વડે મને માફ કરી દે અને મારા ઉપર રહમ કર, બેશક, તું જ માફ કરનાર (અને) અત્યંત રહમ કરનાર છે.

## ૨૯ દુઆએ કુનૂત دعائے قنوت

اَللّٰهُمَّ اِنَّا نَسْتَعِيْنُکَ وَنَسْتَغْفِرُکَ وَنُؤْمِنُ بِکَ وَنَتَوَكَّلُ عَلَيْکَ وَنُثْنِيْ عَلَيْکَ الْخَيْرَ وَنَشْكُرُکَ وَلَا نَكْفُرُکَ وَنَخْلَعُ وَنَتْرُکُ مَنْ يَّفْجُرُکَ،

اَللّٰهُمَّ اِيَّاکَ نَعْبُدُ وَلَکَ نُصَلِّيْ وَنَسْجُدُ وَاِلَيْکَ نَسْعٰى وَنَحْفِدُ وَنَرْجُوْا رَحْمَتَکَ وَنَخْشٰى عَذَابَکَ اِنَّ عَذَابَکَ بِالْكُفَّارِ مُلْحِقٌ

'અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુ-ક વ નસ્તગ્ફિરુ-ક વ નુઅ્મિનુ બિ-ક વ ન-તવક્કલુ અલય્-ક વ નુસ્ની

**અલય્-કલ્ ખય-ર, વ નશ્કુરુ-ક વ લા નક્ફુરુ-ક વ નખ્લઉ વ નત્રુકુ મંય્યફ્જુરુ-ક, અલ્લાહુમ્મ ઈય્યા-ક નઅ્બુદુ વ લ-ક નુસલ્લી વ નસ્જુદુ વ ઈલય્-ક નસ્આ વ નહ્ફિદુ વ નર્જૂ રહ્-મ-ત-ક વ નખ્શા અઝાબ-ક ઈન્ન અઝાબ-ક બિલ્કુફ્ફારિ મુલ્હિક્.'**

'હે અલ્લાહ ! અમે તારાથી મદદ માંગીએ છીએ અને તારાથી મગફિરતના તલબગાર છીએ અને તારા પર ઈમાન લાવીએ છીએ અને તારા પર ભરોસો કરીએ છીએ અને તારી બહેતર તા'રીફ કરીએ છીએ અને તારો શુક્ર અદા કરીએ છીએ અને તારી નાશુક્રી નથી કરતા અને અલગ કરીએ છીએ તથા છોડી દઈએ છીએ એવા માણસોને જે તારી નાફરમાની કરે છે.'

'હે અલ્લાહ ! અમે તારી જ ઈબાદત કરીએ છીએ અને ખાસ તારા માટે નમાઝ પઢીએ છીએ અને સજદહ કરીએ છીએ અને અમે તારી તરફ દોડીએ અને લપકીએ છીએ અને તારી રહમતના ઉમેદવાર છીએ. અને તારા અઝાબથી ડરીએ છીએ. બેશક, તારો અઝાબ કાફિરોને પહોંચનાર છે.'

## ૩૦ સલામ سلام

اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللّٰهِ

**'અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ.'**

'તમારા ઉપર સલામ અને અલ્લાહની રહમત નાઝિલ થાય.'

## ૩૧ નમાઝ પછીની દુઆ نماز کے بعد کی دعا

اَسْتَغْفِرُ اللّٰهُ ۔ اَسْتَغْفِرُ اللّٰهُ ۔ اَسْتَغْفِرُ اللّٰهُ ۔
اَللّٰهُمَّ اغْفِرْلِیْ وَلِوَالِدَیَّ وَلِاُسْتَاذِیْ وَلِمَشَآئِخِیْ
وَلِاَهْلِیْ وَلِجَمِیْعِ الْمُؤْمِنِیْنَ وَالْمُؤْمِنَاتِ
وَالْمُسْلِمِیْنَ وَالْمُسْلِمَاتِ بِرَحْمَتِکَ یَآ اَرْحَمَ
الرّٰحِمِیْنَ ۔ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّکَ اَنْتَ السَّمِیْعُ
الْعَلِیْمُ ۔ وَتُبْ عَلَیْنَا اِنَّکَ اَنْتَ التَّوَّابُ الرَّحِیْمُ

'અસ્તગ્ફિરુલ્લાહ્, અસ્તગ્ફિરુલ્લાહ્, અસ્તગ્ફિરુલ્લાહ્, અલ્લાહુમ્મગ્ફિર્ લી વ લિ વાલિદય્ય વ લિ ઉસ્તાઝી વ લિ મશાઈખી વ લિ અહ્લી વ લિ જમીઈલ્ મુઅ્મિની–ન વલ્ મુઅ્મિનાતિ વલ્ મુસ્લિમી–ન વલ્ મુસ્લિમાતિ બિ રહ્મતિ–ક યા અર્હમર્રાહિમી–ન્.'
'રબ્બના તકબ્બલ્ મિન્ના ઈન્ન–ક અન્તસ્સમીઉલ અલીમ્, વ તુબ્ અલય્ના ઈન્ન–ક અન્તત્તવ્વાબુર્રહીમ્.'

હું અલ્લાહ પાસે પોતાના ગુનાહોની માફી માંગું છું,
હું અલ્લાહ પાસે પોતાના ગુનાહોની માફી માંગું છું,
હું અલ્લાહ પાસે પોતાના ગુનાહોની માફી માંગું છું.
'હે અલ્લાહ ! તું મને માફ કર અને મારા મા–બાપને અને મારા ઉસ્તાદોને અને મારા શયખો (પીરો)ને અને મારા ઘરવાળાઓને અને તમામ મુઅમિન પુરુષોને અને મુઅમિન સ્ત્રીઓને અને મુસલમાન પુરુષોને અને મુસલમાન સ્ત્રીઓને

માફ કર, હે તમામ રહમ કરનારાઓથી વધુ રહમ કરનાર ! પોતાની રહમતથી તું (અમને) બખ્શી દે.'

'હે અમારા પરવરદિગાર ! તું અમારા તરફથી કબૂલ ફરમાવ, બેશક, તું જ સાંભળનાર (અને) જાણનાર છે. અને તું અમારી તવ્બહ કબૂલ કર, બેશક, તું જ તૌબા કબૂલ કરનાર (અને) મહેરબાન છે.'

## ૩૨ જનાઝહની નમાઝ (نماز جنازہ) صلوٰۃ الجنازہ

پہلی تکبیر : اَللّٰہُ اَکْبَرُ

પહેલી તકબીર 'અલ્લાહુ અકબર'

## ૩૩ پہلی تکبیر کے بعد ثناء

પહેલી તકબીર પછી 'સના'

سُبْحَانَکَ اللّٰھُمَّ وَبِحَمْدِکَ وَتَبَارَکَ اسْمُکَ وَتَعَالٰی جَدُّکَ وَجَلَّ ثَنَائُکَ وَلَا اِلٰہَ غَیْرُکَ

'સુબ્હા–ન–કલ્લાહુમ્મ વ બિ હમ્દિ–ક વ તબા–ર કસ્મુ–ક વ તઆલા જદ્દુ–ક વ જલ્લ સનાઉ–ક વ લા ઈલા–હ ગયરુ–ક'

'હે અલ્લાહ ! અમે તારી પવિત્રતાનો ઈકરાર કરીએ છીએ અને તારી તા'રીફ બયાન કરીએ છીએ અને તારું નામ ઘણું જ બરકતવંત છે અને તારી બુઝુર્ગી અતિ ઉચ્ચતર છે અને તારા

વખાણ મહાનતમ છે અને તારા સિવાય બીજો કોઈ મા'બૂદ નથી.'

## ૩૪ دوسری تکبیر کے بعد درودِ ابراہیم

## બીજી તકબીર પછી 'દુરૂદે ઈબ્રાહીમ'

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ
كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ
اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ
كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય્-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.'**
**'અલ્લાહુમ્મ બારિક્ અલા મુહમ્મદિવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.'**

'હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમનાં કુટુંબીજનો (આલ) પર, જેવી રીતે કે તેં રહમત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ અલયહિસ્સલામ પર અને ઈબ્રાહીમ અલયહિસ્સલામની અવલાદ પર, બેશક, તું જ તા'રીફને લાયક (અને) મોટી બુઝુર્ગીવાળો છે.'

'હે અલ્લાહ ! તું બરકત નાઝિલ ફરમાવ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અવલાદ પર, જેવી રીતે કે તેં બરકત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ અલયહિસ્સલામ પર અને ઈબ્રાહીમ અલયહિસ્સલામની અવલાદ પર, બેશક, તું જ તા'રીફને લાયક (અને) મોટી બુઝુર્ગીવાળો છે.'

## ૩૫ تیسری تکبیر کے بعد کی دعا

## ત્રીજી તકબીર પછીની દુઆ

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَ مَيِّتِنَا وَشَاهِدِنَا وَغَائِبِنَا

وَصَغِيْرِنَا وَكَبِيْرِنَا وَذَكَرِنَا وَاُنْثَانَا،

اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهٗ مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامُ،

وَمَنْ تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانُ

'અલ્લાહુમ્મગ્ફિર્ લિહય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબિના વ સગીરિના વ કબીરિના વ ઝ-કરિના વ ઉન્ષાના, અલ્લાહુમ્મ મન્ અહ્યયતહૂ મિન્ના ફ-અહ્યિહી અલલ્ ઈસ્લામ, વ મન્ તવફ્ફયતહૂ મિન્ના

**ફ-તવફ્ફહૂ અલલ્ ઈમાન્.'**

'હે અલ્લાહ ! અમારા જીવંત અને મૃત લોકો તથા હાજર અને ગાયબ લોકો તથા નાનેરાંઓ અને મોટેરાંઓ તેમજ પુરુષો અને સ્ત્રીઓને બખ્શી દે.'

'હે અલ્લાહ ! અમારામાંથી જેને તું જીવંત રાખે તો એને તું ઈસ્લામ પર જીવંત રાખ. અને અમારામાંથી જેને તું મોત આપે તો એને તું ઈમાન પર મોત આપ.'

## ૩૬ چوتھی تکبیر کے بعد کی دعا

## ચોથી તકબીર પછીની દુઆ

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ؕ

**'રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-નતંવ્ વ-ફિલ્ આખિરતિ હ-સ-નતંવ્ વ કિના અઝાબન્નાર.'**

'હે અમારા પરવરદિગાર ! દુનિયામાં અમને ભલાઈ આપ અને આખિરતમાં પણ ભલાઈ (આપ) અને અમને જહન્નમના અઝાબથી બચાવજે.'

## ૩૭ نابالغ لڑکے کی جنازہ کی نماز کی دعا

## નાબાલિગ છોકરાની જનાઝાની નમાઝની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطًا وَّاجْعَلْهُ لَنَا اَجْرًا وَّذُخْرًا

وَّاجْعَلْهُ لَنَا شَافِعًا وَّمُشَفَّعًا ط

'અલ્લાહુમ્મજ્અલ્હુ લના ફ-રતંવ્ વજ્અલ્હુ લના અજ્રંવ્ વ ઝુખ્રંવ્ વજ્અલ્હુ લના શાફિઅંવ્ વ મુશફ્ફઆ.'

'હે અલ્લાહ ! આ બાળકને આગળ જઈને અમારી નજાત માટેનો સામાન કરનાર બનાવી દે અને એની જુદાઈની મુસીબતને અમારા માટે સવાબનું કારણ અને સમય પર કામ આવનાર બનાવ અને એને અમારી સિફારિશ કરનાર તથા સિફારિશ મંજૂર કરેલ બનાવ.'

૩૮

## نابالغ لڑکی کی جنازہ کی نماز کی دعا

## નાબાલિગ છોકરીની જનાઝાની નમાઝની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطًا وَّاجْعَلْهَا لَنَا اَجْرًا وَّذُخْرًا وَّاجْعَلْهَا لَنَا شَافِعَةً وَّمُشَفَّعَةً ط

'અલ્લાહુમ્મજ્અલ્હા લના ફ-રતંવ્ વજ્અલ્હા લના અજ્રંવ્ વ ઝુખ્રંવ્ વજ્અલ્હા લના શાફિઅતંવ્ વ મુશફ્ફઅહ.'

'હે અલ્લાહ ! આ બાળકીને આગળ જઈને અમારી નજાત માટેનો સામાન કરનારી બનાવી દે અને તેની જુદાઈની મુસીબતને અમારા માટે સવાબનું કારણ અને સમય પર કામ આવનાર બનાવ અને એને અમારી સિફારિશ કરનારી તથા

સિફારિશ મંજૂર કરેલ બનાવ.'

## ૩૯ قبرستان میں داخل ہونے کی دعا

### કબ્રસ્તાનમાં દાખલ થવાની દુઆ

اَلسَّلَامُ عَلَيْكُمْ دَارَ قَوْمٍ مُّؤْمِنِيْنَ، وَاِنَّا اِنْ شَاءَ
اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ، وَنَسْأَلُ اللّٰهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ

**'અસ્સલામુ અલયકુમ દા–ર કવ્મિમ્ મુઅમિની–ન,
વ ઈન્ના ઈન્શાઅલ્લાહુ બિ કુમ્ લાહિકૂન,
વ નસ્અલુલ્લા–હ લના વ લકુમુલ્ આફિયહ.'**

'હે મુઅ્મિનોની વસ્તીના રહેનારાઓ ! તમારા પર સલામતી નાઝિલ થાય અને અમે (પણ) ઈન્શાઅલ્લાહ તમારી પાસે પહોંચનાર છીએ, અને અમે પોતાના માટે અને તમારા માટે (અલ્લાહ તઆલાથી) આફિયત (સુખ શાંતિ) માંગીએ છીએ.'

## ૪૦ રોઝહની નિય્યત روزہ کی نیت

اَللّٰهُمَّ اِنِّیْ اَصُوْمُ غَدًا لَكَ
فَاغْفِرْلِیْ مَا قَدَّمْتُ وَمَا اَخَّرْتُ

**'અલ્લાહુમ્મ ઈન્ની અસૂમુ ગ–દન્ લ–ક ફગ્ફિર લી
મા કદ્દમ્તુ વ મા અખ્ખરતુ.'**

'હે અલ્લાહ ! હું તારા માટે આવતી કાલનો રોઝહ રાખું છું, મારા આગળ–પાછળના તમામ ગુનાહના કામોને માફ ફરમાવ !'

## ૪૧ ઈફતારની દુઆ افطار کی دعا

اَللّٰهُمَّ اِنِّیْ لَکَ صُمْتُ وَبِکَ اٰمَنْتُ
وَعَلٰی رِزْقِکَ اَفْطَرْتُ فَتَقَبَّلْ مِنِّیْ

**'અલ્લાહુમ્મ ઈન્ની લ-ક સુમ્તુ વ બિ-ક આમન્તુ વ અલા રિઝ્કિ-ક અફ્તરતુ ફ તકબ્બલ્ મિન્ની.'**

'હે અલ્લાહ ! બેશક, મેં ખાસ તારા માટે રોઝો રાખ્યો અને તારા પર ઈમાન લાવ્યો અને તેં આપેલી રોઝીથી ઈફતાર કર્યો જેથી તું મારા તરફથી કબૂલ ફરમાવ.'

## ૪૨ جب کسی کے یہاں افطار کرے

**જયારે કોઈને ત્યાં ઈફતાર કરે તો આ દુઆ પઢે**

اَفْطَرَ عِنْدَکُمُ الصَّائِمُوْنَ وَاَکَلَ طَعَامَکُمُ
الْاَبْرَارُ وَصَلَّتْ عَلَیْکُمُ الْمَلٰٓئِکَةُ

**'અફ્ત-ર ઈન્દ કુમુસ્સાઈમૂ-ન વ અ-ક-લ તઆ-મકુમુલ્ અબ્રારુ વ સલ્લત્ અલય્કુમુલ્ મલાઈકહ્.'**

'તમારે ત્યાં રોઝહદારો ઈફતાર કરતા રહે અને નેક બંદાઓ

તમારું ખાણું ખાતા રહે અને ફરિશ્તાઓ તમારા માટે રહમત મોકલતા રહે.'

૪૩

## تسبیح ترویحہ

**તસ્બીહે તરવીહા (તરાવીહની દર ચાર રકા'ત પછી પઢવાની દુઆ)**

سُبْحَانَ ذِی الْمُلْکِ وَالْمَلَکُوْتِ،
سُبْحَانَ ذِی الْعِزَّةِ وَالْعَظْمَةِ وَالْهَیْبَةِ وَالْقُدْرَةِ
وَالْکِبْرِیَآءِ وَالْجَبَرُوْتِ، سُبْحَانَ الْمَلِکِ
الْحَیِّ الَّذِیْ لَا یَنَامُ وَلَا یَمُوْتُ،
سُبُّوْحٌ قُدُّوْسٌ رَبُّنَا وَ رَبُّ الْمَلٰٓئِکَةِ وَالرُّوْحِ

**'સુબ્હા-ન ઝિલ્ મુલ્કિ વલ્ મ-લ-કૂત, સુબ્હા-ન ઝિલ્ ઈઝ્ઝતિ વલ્ અઝ્મતિ વલ્ હય્બતિ વલ્ કુદ્રતિ વલ્ કિબ્રિયાઈ વલ્ જ-બરૂત, સુબ્હાનલ્ મલિકિલ્ હય્યિલ્લઝી લા યનામુ વલા યમૂતુ સુબ્બૂહુન કુદ્દૂસુન્ રબ્બુના વ રબ્બુલ્ મલાઈકતિ વર્રૂહ.'**

'પવિત્રતા ધરાવનાર અલ્લાહ જ છે કે જે મુલ્ક અને મલકૂતનો માલિક છે. પાકી ધરાવનાર તે (અલ્લાહ) જ છે જે આદર, શ્રેષ્ઠતા, શકિત, મહાનતા અને વર્ચસ્વનો માલિક છે. પાકી ધરાવનાર તે (અલ્લાહ) જ છે કે જે જીવંત છે, જેને ઊંઘની

જરૂરત નથી અને જેને કદી મૃત્યુ નથી, તે સૌથી વધારે દયાળુ, પવિત્રતમ, અમારો પરવરદિગાર અને ફરિશ્તાઓ તેમજ તમામ આત્માઓનો પાલનહાર છે.'

## ૪૪ بیت الخلاء میں جانے سے پہلے کی دعا

## સંડાસમાં દાખલ થવા પહેલાં પઢવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنَ الْخُبُثِ وَالْخَبَآئِثُ

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ્ ખુબુષિ વલ્ ખબાઈષ્.'**

'હે અલ્લાહ તઆલા ! હું તારી પનાહ ચાહું છું ખબીસ જિનથી, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી.'

## ૪૫ بیت الخلاء سے نکلنے کے بعد کی دعا

## સંડાસથી નીકળીને પઢવાની દુઆ

غُفْرَانَکَ، اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ اَذْهَبَ عَنِّی الْاَذٰی وَعَافَانِیْ

**'ગુફરા-ન-ક, અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અઝ્હ-બ અન્નિલ્ અઝા વ આફાની.'**

'હે અલ્લાહ ! હું તારાથી બખ્શિશ (મગફિરત) માંગું છું. તમામ પ્રકારની તા'રીફ અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મારાથી

કષ્ટદાયક ચીઝને દૂર કરી દીધી અને મને આફિયત (રાહત) આપી.'

૪૬ {અ} کھانے سے پہلے پڑھے

**ખાવાથી પહેલાં પઢવાની દુઆ**

بِسْمِ اللّٰهِ وَ عَلٰى بَرَكَةِ اللّٰهُ

**'બિસ્મિલ્લાહિ વ અલા બ-ર-કતિલ્લાહ્.'**

'હું અલ્લાહ તઆલાનું નામ લઈને અને અલ્લાહ તઆલાની બરકતથી ખાવાનું શરૂ કરું છું.'

{બ} کھانے کی دعا بھول جائے تو یہ دعا پڑھے

**ખાવાની દુઆ ભૂલી જાય તો આ દુઆ પઢે**

بِسْمِ اللّٰهِ عَلٰى اَوَّلِهٖ وَاٰخِرِهٖ

**'બિસ્મિલ્લાહિ અલા અવ્વલિહી વ આખિરિહ્.'**

'મેં એના આરંભ અને અંતમાં અલ્લાહનું નામ લીધું.'

૪૭ کھانا کھانے کے بعد کی دعا

**ખાવા પછી પઢવાની દુઆ**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنَا وَسَقَانَا

وَجَعَلَنَا مِنَ الْمُسْلِمِيْنَ

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અ-મ-ના વ સકાના વ-જ-અ-લ-ના મિનલ્ મુસ્લિમીન્.'**

'તમામ તા'રીફો અલ્લાહ તઆલા માટે જ છે, જેણે અમને ખવડાવ્યું, પિવડાવ્યું અને મુસલમાન બનાવ્યા.'

## ૪૮ جب کسی کے یہاں کھانا کھائے

**જયારે કોઈને ત્યાં દા'વત ખાય તો આ દુઆ પઢે**

اَللّٰهُمَّ اَطْعِمْ مَنْ اَطْعَمَنِىْ وَاسْقِ مَنْ سَقَانِىْ

**'અલ્લાહુમ્મ અત્ઇમ્ મન્ અત્-અ-મ-ની વસ્કિ મન્ સકાની.'**

'હે અલ્લાહ તઆલા ! જેણે મને ખવડાવ્યું એને તું ખવડાવ અને જેણે મને પિવડાવ્યું એને તું પિવડાવ.'

## ૪૯ દૂધ પીવાની દુઆ دودھ پینے کی دعا

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ

**'અલ્લાહુમ્મ બારિક્ લના ફીહી વ ઝિદ્ના મિન્હુ.'**

'હે અલ્લાહ તઆલા ! તું આ દૂધમાં અમને બરકત દે અને અમને હજી વધારે આપ.'

## ૫૦ پانی پی کر یہ دعا پڑھے

## પાણી પીધા પછી પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ سَقَانَا عَذْباً فُرَاتاً بِرَحْمَتِهٖ وَلَمْ یَجْعَلْهُ مِلْحاً اُجَاجاً بِذُنُوْبِنَا

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી સકાના અઝ્બન્ ફુરાતન્ બિ રહ્મતિહી વ લમ્ યજ્અલ્હુ મિલ્હન્ ઉજાજન્ બિ ઝુનૂબિના.'**

'તમામ તા'રીફો અલ્લાહના માટે જ છે જેણે પોતાની દયાથી અમને મીઠું પાણી (પીવા માટે) આપ્યું અને એને અમારા ગુનાહોના કારણે ખારૂં કે કડવું ન બનાવ્યું.'

## ૫૧ કપડાં પહેરવાની દુઆ کپڑے پہننے کی دعا

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ كَسَانِیْ مَا اُوَارِیْ بِهٖ عَوْرَتِیْ وَاَتَجَمَّلُ بِهٖ فِیْ حَیَاتِیْ

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની મા ઉવારી બિહી અવ્-ર-તી વ અ-ત-જમ્મલુ બિહી ફી હયાતી.'**

'તમામ વખાણ અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મને કપડાં પહેરાવ્યા, જેનાથી હું ગુપ્તાંગો (શર્મગાહ) છુપાવું છું અને પોતાના જીવનમાં એના વડે ખૂબસૂરતી પ્રાપ્ત કરૂં છું.'

## ૫૨ سونے سے پہلے کی دعا

## સૂતી વખતે પઢવાની દુઆ

اَللّٰھُمَّ بِاسْمِکَ اَمُوْتُ وَاَحْیٰ

**'અલ્લાહુમ્મ બિસ્મિ-ક અમૂતુ વ અહ્યા.'**

'હે અલ્લાહ ! હું તારું નામ લઈને મરું છું તથા જીવું છું.'

## ૫૩ سونے سے پہلے یہ عمل کرے

## સૂવાથી પહેલાં આ અમલ કરવામાં આવે

• درود شریف • سورۂ فاتحہ • سورۂ کافرون
• سورۂ اخلاص • سورۂ فلق • سورۂ ناس
• آیت الکرسی • درود شریف • تسبیحات فاطمہ:
• سبحان اللہ ۳۳ مرتبہ • الحمدللہ ۳۳ مرتبہ • اللہ اکبر ۳۴ مرتبہ
پڑھ کر دونوں ہتھیلیوں پر دَم کرکے پورے بدن پر پھیر لے۔

• દુરૂદ શરીફ • સૂરએ ફાતિહા • સૂરએ કાફિરૂન
• સૂરએ ઈખ્લાસ • સૂરએ ફલક • સૂરએ નાસ
• આયતુલ્ કુર્સી • દુરૂદ શરીફ • તસ્બીહાતે ફાતિમહ :
– 'સુબ્હાનલ્લાહ' ૩૩ વાર – 'અલ્હમ્દુ લિલ્લાહ' ૩૩ વાર

— 'અલ્લાહુ અકબર' ૩૪ વાર

<u>સૂચના</u> : પઢીને બંને હાથની હથેળીઓ પર દમ કરીને આખા શરીર પર ફેરવી લેવામાં આવે.

**૫૪** **સૂઇને ઉઠવાની દુઆ** سوکراٹھنے کی دعا

اَلْحَمْدُ لِلّٰہِ الَّذِیْ اَحْیَانَا بَعْدَ مَا اَمَاتَنَا
وَاِلَیْہِ النُّشُوْرُ

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહ્યાના બઅ્-દ મા અમા-તના વ ઈલય્હિન્નુશૂર.'**

'તમામ તા'રીફો (પ્રશંસાઓ) અલ્લાહ માટે જ છે, જેણે અમને મરવા પછી જીવન અર્પણ કર્યું અને અમારે એની જ તરફ ઊઠીને જવાનું છે.'

**૫૫** صبح کے وقت پڑھنے کی دعا

**સવારના સમયે પઢવાની દુઆ**

اَللّٰھُمَّ بِکَ اَصْبَحْنَا وَبِکَ اَمْسَیْنَا وَبِکَ
نَحْیٰی وَبِکَ نَمُوْتُ وَاِلَیْکَ النُّشُوْرُ

**'અલ્લાહુમ્મ બિ-ક અસ્બહ્ના વ બિ-ક અમ્સય્ના વ બિ-ક નહ્યા વ બિ-ક નમૂતુ વ ઈલય્કન્નુશૂર.'**

'હે અલ્લાહ તઆલા ! તારી કુદરતથી અમે સવારના સમયમાં

પ્રવેશ્યા અને તારી જ કુદરતથી અમે સાંજના સમયમાં પ્રવેશ પામ્યા અને તારી કુદરતથી જ અમે જીવી રહ્યા છીએ તથા મૃત્યુ પામીશું અને મૃત્યુ પછી સજીવન થઈને સૌએ તારા તરફ જ જવાનું છે.'

## ૫૬ گھر سے نکلتے وقت پڑھنے کی دعا

## ઘરથી નીકળતી વખતે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ
لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهُ

**'બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.'**

'હું અલ્લાહ તઆલાનું નામ લઈને બહાર નીકળ્યો, મેં અલ્લાહ તઆલા પર ભરોસો કર્યો. ગુનાહોથી બચાવવું અને નેકીઓની શકિત આપવી અલ્લાહ તઆલાના તરફથી છે.'

## ૫૭ جب سفر شروع کرے تب یہ دعا پڑھے

## જયારે સફર શરૂ કરે ત્યારે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ فِىْ سَفَرِنَا هٰذَا الْبِرَّ
وَالتَّقْوٰى وَمِنَ الْعَمَلِ مَا تَرْضٰى، اَللّٰهُمَّ هَوِّنْ

عَلَيْنَا سَفَرَنَا هٰذَا وَاطْوِ عَنَّا بُعْدَهُ، اَللّٰهُمَّ اَنْتَ
الصَّاحِبُ فِى السَّفَرِ وَالْخَلِيْفَةُ فِى الْاَهْلِ،
اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنْ وَّعْثَآءِ السَّفَرِ وَكَآبَةِ
الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ فِى الْمَالِ وَالْاَهْلِ
وَالْوَلَدِ وَالْحَوْرِ بَعْدَ الْكَوْرِ وَدَعْوَةِ الْمَظْلُوْمُ

'અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુ-ક ફી સ-ફ-રિના હાઝલ્
બિર્ર વત્તક્વા વ મિનલ્ અ-મ-લિ મા તર્દા,
અલ્લાહુમ્મ હવ્વિન્ અલય્ના સ-ફ-ર-ના હાઝા વત્વિ
અન્ના બુઅ્દહ્, અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફીસ્સફરિ
વલ્ ખલી-ફ-તુ ફીલ્ અહ્લ્,
અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિંવ્ વઅ્સાઈસ્સ-ફ-રિ
વ કઆબતિલ્ મન્ઝરિ વ સૂઈલ્ મુન્ક-લ-બિ ફીલ્
માલિ વલ્ અહ્લિ વલ્ વ-લ-દિ વલ્ હવ્રિ બઅ્દલ્
કવ્રિ વ દઅ્વતિલ્ મઝ્લૂમ્.'

'હે અલ્લાહ ! અમે આ સફરમાં તારાથી નેકી અને પરહેઝગારી માંગીએ છીએ અને એવા આ'માલ માંગીએ છીએ જેનાથી તું રાઝી થઈ જાય.

હે અલ્લાહ ! અમારા આ સફરને અમારા માટે આસાન ફરમાવી દે અને એનું અંતર જલદી પૂરું કરાવી દે.

હે અલ્લાહ ! તું સફરમાં અમારો સાથી છે અને અમારા પાછળ ઘરબારનો કારસાઝ છે.

હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું સફરની તકલીફથી અને બૂરી હાલત જોવાથી તથા ઘરબારમાં બૂરી વાપસીથી અને હું તારી પનાહ ચાહું છું (કોઈ વાતના) સુધારા પછી બગાડથી અને મઝલૂમની બદ્દુઆથી.'

## ૫૮ جب سواری پر سوار ہو تو یہ دعا پڑھے

## જયારે સવારી પર બેસે ત્યારે આ દુઆ પઢે

سُبْحَانَ الَّذِیْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ
مُقْرِنِیْنَ وَاِنَّا اِلٰی رَبِّنَا لَمُنْقَلِبُوْنَ،
سُبْحَانَ اللّٰهُ. اَلْحَمْدُ لِلّٰهُ. اَللّٰهُ اَكْبَرُ

**'સુબ્હાનલ્લઝી સખ્ખ-ર લના હાઝા વમા કુન્ના લહુ મુક્રિની-ન વ ઈન્ના ઈલા રબ્બિના લમુન્કલિબૂ-ન, સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, અલ્લાહુ અક્બર.'**

'પાક છે તે ઝાત જેણે અમારા માટે આ સવારીને શરણે કરી, જયારે કે અમારામાં એની શકિત ન હતી, અને બેશક, અમે અમારા પરવરદિગારની તરફ પરત થનાર છીએ. અલ્લાહ સૌથી પવિત્ર છે, તમામ તા'રીફો (પ્રશંસાઓ) અલ્લાહ માટે જ છે, અલ્લાહ સૌથી મહાન છે.'

## ૫૯ جب منزل پر پہونچے تو یہ دعا پڑھے

## જયારે મંઝિલ પર પહોંચે ત્યારે આ દુઆ પઢે

رَبِّ اَدْخِلْنِی مُدْخَلَ صِدْقٍ وَّاَخْرِجْنِی مُخْرَجَ صِدْقٍ وَّاجْعَلْ لِّی مِنْ لَّدُنْکَ سُلْطَانًا نَّصِیْرًا، اَللّٰھُمَّ ارْزُقْنَا جَنَاھَا وَحَبِّبْنَا اِلٰی اَھْلِھَا وَحَبِّبْ صَالِحِیْ اَھْلِھَا اِلَیْنَا

**'રબ્બિ અદ્ખિલ્ની મુદ્-ખ-લ સિદ્કિંવ વ અખ્રિજ્ની મુખ્-ર-જ સિદ્કિંવ્ વજ્અલ્લી મિલ્લદુન્ક સુલ્તાનન્ નસીરા. અલ્લાહુમ્મર્ઝુક્ના જનાહા વ હબ્બિબ્ના ઈલા અહ્લિહા વ હબ્બિબ્ સાલિહી અહ્લિહા ઈલય્ના.'**

'હે મારા પરવરદિગાર ! મને સત્ય અને સન્માનના દરવાજાથી પ્રવેશ આપ અને એ જ પ્રમાણે સત્ય અને સન્માનના દરવાજાથી બહાર કાઢ. હે અલ્લાહ ! તું અમને એના મેવા નસીબ ફરમાવ અને અહીંયાના રહીશોના દિલોમાં અમારી મુહબ્બત અને અહીંયાના નેક લોકોની મુહબ્બત અમારા દિલોમાં પૈદા ફરમાવ.'

**૬૦** جب سفر سے واپس ہو

**જયારે સફરથી પાછા ફરે ત્યારે આ દુઆ પઢે**

اٰئِبُوْنَ تَآئِبُوْنَ عَابِدُوْنَ لِرَبِّنَا حَامِدُوْنَ

**'આઈબૂ-ન તાઈબૂ-ન આબિદૂ-ન લિ રબ્બિના હામિદૂ-ન્.'**

'અમે પાછા ફરનારા છીએ; તવબા કરનારા છીએ; પોતાના પરવરદિગારની તા'રીફ (પ્રશંસા) કરનારા છીએ.'

## ૬૧ گھر میں داخل ہونے کی دعا

### ઘરમાં દાખલ થવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ خَيْرَ الْمَوْلَجِ وَ خَيْرَ الْمَخْرَجِ، بِسْمِ اللّٰهِ وَلَجْنَا وَبِسْمِ اللّٰهِ خَرَجْنَا وَعَلَى اللّٰهِ رَبِّنَا تَوَكَّلْنَا

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક ખય્રલ્ મવ્-લ-જિ વ ખય્રલ્ મખ્રજ્. બિસ્મિલ્લાહિ વ લજ્ના વ બિસ્મિલ્લાહિ ખ-રજ્ના વ અ-લલ્લાહિ રબ્બિના તવક્કલ્ના.'**

'હે અલ્લાહ ! તારાથી ઘરમાં દાખલ થવા અને નીકળવાની ખયર અને બરકત માંગું છું. અલ્લાહના નામથી દાખલ થયા અને અલ્લાહના નામથી નીકળ્યા અને અમારા પરવરદિગાર અલ્લાહ પર અમે ભરોસો કર્યો.'

## ૬૨ جب دریائی سفر کرے

### જયારે દરિયાઈ સફર કરે તો આ દુઆ પઢે

بِسْمِ اللّٰهِ مَجْرٖهَا وَ مُرْسٰهَا اِنَّ رَبِّىْ لَغَفُوْرٌ رَّحِيْمٌ

**'બિસ્મિલ્લાહિ મજ્રેહા વ મુર્સાહા ઈન્ન રબ્બી**

લ-ગ-ફૂરુર્રહીમ્.'

'એનું ચાલવું અને થોભવું અલ્લાહ તઆલાના નામથી જ છે. બેશક, મારો પરવરદિગાર જરૂર માફ કરનાર મહેરબાન છે.'

## ૬૩ مسجد میں داخل ہونے کی دعا

## મસ્જિદમાં દાખલ થવાની દુઆ

اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ

**'અલ્લાહુમ્મફ તહ્લી અબ્વા-બ રહ્મતિક્.'**

'હે અલ્લાહ ! મારા માટે પોતાની રહમતના દરવાજા ખોલી દે.'

## ૬૪ مسجد میں داخل ہونے کے بعد یہ پڑھے

## મસ્જિદમાં દાખલ થવા પછી આ દુઆ પઢે

بِسْمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ
وَنَوَيْتُ الْاِعْتِكَافَ

**'બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ**
**વ ન-વય્તુલ્ ઈઅ્તિકાફ્.'**

'અલ્લાહના નામથી. સલાત અને સલામ થાઓ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર. અને હું એ'તિકાફની નિય્યત કરું છું.'

૬૫

## مسجد سے نکلنے کی دعا

## મસ્જિદમાંથી નીકળવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡئَلُکَ مِنۡ فَضۡلِکَ

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન્ ફઝ્લિક્.'

'હે અલ્લાહ ! હું તારી પાસે તારી મહેરબાની માંગું છું.'

૬૬

## جب کسی مصیبت زدہ کو دیکھے

## જયારે કોઈને મુસીબતમાં જુએ તો આ દુઆ પઢે

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِیۡ عَافَانِیۡ مِمَّا ابۡتَلَاکَ بِهٖ
وَفَضَّلَنِیۡ کَثِیۡراً مِّمَّنۡ خَلَقَ تَفۡضِیۡلاً

'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલા-ક બિહી
વ ફદ્દ-લ-ની કષીરમ્, મિમ્મન્ ખ-લ-ક તફ્દીલા.'

'તમામ પ્રકારની તા'રીફ અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મને આવી મુસીબતથી બચાવ્યો, જેમાં તને સપડાવ્યો છે. અને તેણે પોતાની ઘણી મખ્લૂક પર મને ફઝીલત આપી છે.'

૬૭

## جب نیا چاند دیکھے

## જયારે નવો ચાંદ જુએ તો આ દુઆ પઢે

اَللّٰهُمَّ اَهِلَّهُ عَلَيْنَا بِالْيُمْنِ وَالْاِيْمَانِ وَالسَّلَامَةِ وَالْاِسْلَامِ وَالتَّوْفِيْقِ لِمَا تُحِبُّ وَتَرْضٰى رَبِّىْ وَرَبُّكَ اللّٰهُ

**'અલ્લાહુમ્મ અહિલ્લહુ અલય્‌ના બિલ્ યુમ્નિ વલ્ ઈમાનિ વસ્સલામતિ વલ્ ઈસ્લામિ વત્તવ્‌ફીકિ લિમા તુહિબ્બુ વ તર્દા રબ્બી વ રબ્બુકલ્લાહ્.'**

'હે અલ્લાહ ! આ ચાંદને બરકત, ઈમાન, સલામતી અને ઈસ્લામની સાથે તથા તારા પસંદ કરેલા આ'માલની તવફીક સાથે અમારા પર ઉદયમાન રાખ.
હે ચાંદ ! મારો અને તારો પરવરદિગાર અલ્લાહ જ છે.'

## ૬૮ قرض کی ادائیگی کے لئے

## કર્ઝની અદાયગીના માટે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنَ الْهَمِّ وَالْحُزْنِ،
وَاَعُوْذُ بِكَ مِنَ الْعَجْزِ وَالْكَسْلِ،
وَاَعُوْذُ بِكَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ،
وَاَعُوْذُ بِكَ مِنْ غَلَبَةِ الدَّيْنِ وَ قَهْرِ الرِّجَالِ،
اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ،

وَاغْنِنِیْ بِفَضْلِکَ عَمَّنْ سِوَاکَ

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ્ હમ્મિ વલ્ હુઝ્ન, વ અઊઝુ બિ-ક મિનલ્ અજ્ઝિ વલ્ કસ્લ, વ અઊઝુ બિ-ક મિનલ્ જુબ્નિ વલ્ બુખ્લ, વ અઊઝુ બિ-ક મિન્ ગ-લ-બતિદ્દયનિ વ કહરિર્રિજાલ્. અલ્લાહુમ્મક્ફિની બિ હલાલિ-ક અન્ હરામિ-ક, વગ્નિની બિ ફદ્લિ-ક અમ્મન્ સિવાક્.'**

'હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું રંજ અને ગમથી, અને તારી પનાહ ચાહું છું આળસથી અને ડરપોકતાથી, અને તારી પનાહ ચાહું છું બુઝદિલી (કાયરતા) અને બુખ્લ (કંજૂસી)થી, અને તારી પનાહ ચાહું છું કર્ઝના ગલ્બાથી અને લોકોના ગુસ્સા અને ક્રોધથી.
હે અલ્લાહ ! તું મને હલાલ રિઝ્ક આપીને હરામથી બચાવી દે, અને પોતાના ફઝલ અને કરમથી મને તારા ગૈરથી બેનિયાઝ (નિરપૃહ) કરી દે.'

## ૬૮ ઇસ્તિખારહની દુઆ دعائے استخارہ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْتَخِیْرُکَ بِعِلْمِکَ وَاَسْتَقْدِرُکَ بِقُدْرَتِکَ وَاَسْأَلُکَ مِنْ فَضْلِکَ الْعَظِیْمِ، فَاِنَّکَ تَقْدِرُ وَلَا اَقْدِرُ وَتَعْلَمُ وَلَا اَعْلَمُ وَاَنْتَ عَلَّامُ الْغُیُوْبِ،

اَللّٰهُمَّ اِنْ كُنتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ خَيْرٌ لِّىْ
فِىْ دِيْنِىْ وَمَعَاشِىْ وَعَاقِبَةِ اَمْرِىْ فَاقْدِرْهُ لِىْ
وَيَسِّرْهُ لِىْ ثُمَّ بَارِكْ لِىْ فِيْهِ،
وَاِنْ كُنتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ شَرٌّ لِّىْ فِىْ دِيْنِىْ
وَمَعَاشِىْ وَعَاقِبَةِ اَمْرِىْ فَاصْرِفْهُ عَنِّىْ وَاصْرِفْنِىْ
عَنْهُ وَاقْدِرْ لِىَ الْخَيْرَ حَيْثُ كَانَ ثُمَّ ارْضِنِىْ بِهٖ

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરુ-ક બિ ઈલ્મિ-ક વ અસ્તક્દિરુ-ક બિ કુદરતિ-ક વ અસ્અલુ-ક મિન્ ફદ્લિકલ્અઝીમ્. ફ ઈન્ન-ક તક્દિરુ વ લા અક્દિરુ વ તઅ્લમુ વ લા અઅ્લમુ વ અન્ત અલ્લામુલ્ ગુયૂબ્. અલ્લાહુમ્મ ઈન્ કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ્ અમ્ર ખયરુન્ લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી, ફક્દિરહુ લી વ યસ્સિરહુ લી સુમ્મ બારિક્ લી ફીહ્. વ ઈન્ કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ અમ્ર શર્રુન્ લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી, ફસ્રિફહુ અન્ની વસ્રિફની અન્હુ વક્દિર્ લિયલ્ ખય્-ર હયષુ કા-ન સુમ્મરદિની બિહ્.'

'હે અલ્લાહ ! હું તારા ઈલ્મના વાસ્તાથી તારી પાસે ખયર માંગું છું. અને તારી કુદરતના વાસ્તાથી તારાથી શકિત માંગું છું અને તારા મહાન ફઝલનો તારાથી સવાલ કરું છું. કારણકે બેશક, તું

જ કુદરતવાળો છે અને મને જરાય કુદરત નથી અને તું જાણે છે અને હું જાણતો નથી અને તું તો સમગ્ર ગયબને જાણનારો છે.

હે અલ્લાહ ! જો આ કામ તારી જાણકારી મુજબ મારા માટે મારા દીન અને મારા જીવનમાં અને અંજામકાર બહેતર હોય તો તું એને મારા માટે મુકદ્દર ફરમાવ અને એને મારા માટે આસાન ફરમાવ પછી મારા માટે એમાં બરકત અતા ફરમાવ. અને જો આ કામ તારી જાણકારી મુજબ મારા દીનમાં, અને મારા જીવનમાં અને અંજામકાર મારા માટે બૂરું હોય તો તું એને મારાથી અને મને એનાથી દૂર ફરમાવી દે. અને મારા માટે ખયર મુકદ્દર ફરમાવ, જ્યાં પણ હોય. પછી એના પર મને રાજી ફરમાવી દે.'

<u>નોંધ</u> : અરબી દુઆમાં નીચે લીટી દોરેલ શબ્દો '<u>હાજલ અમ્ર</u>' પઢતી વખતે પોતાના કામ યા મતલબનો ખ્યાલ કરે.

## ૭૦ સલાતુલ્ હાજતની દુઆ دعاے صلوۃ الحاجۃ

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ، سُبْحَانَ اللّٰهِ رَبِّ
الْعَرْشِ الْعَظِيْمِ، وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ،
اَسْئَلُکَ مُوْجِبَاتِ رَحْمَتِکَ وَعَزَائِمَ
مَغْفِرَتِکَ وَالْعِصْمَةَ مِنْ کُلِّ ذَنْبٍ وَّالْغَنِيْمَةَ
مِنْ کُلِّ بِرٍّ وَّالسَّلَامَةَ مِنْ کُلِّ اِثْمٍ، لَا تَدَعْ لَنَا

ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَا حَاجَةً
هِىَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ

'લા ઈલા–હ ઈલ્લલ્લાહુલ્ હલીમુલ્ કરીમ્.
સુબ્હાનલ્લાહિ રબ્બિલ્ અર્શિલ્ અઝીમ્.
વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન્.
અસ્અલુ–ક મૂજિબાતિ રહ્મતિ–ક વ અઝાઈ–મ
મગ્ફિરતિ–ક. વલ્ ઈસ્મ–ત મિન્ કુલ્લિ ઝમ્બિંવ્
વલ્ ગની–મ–ત મિન્ કુલ્લિ બિર્રિંવ્ વસ્સલા–મ–ત મિન્
કુલ્લિ ઈસ્મ. લા તદઅ્ લના ઝમ્બન્ ઈલ્લા ગફર્તહ્.
વ લા હમ્મન્ ઈલ્લા ફર્રજ્તહ્. વ લા હા–જ–તન્ હિ–ય
લ–ક રિદન્ ઈલ્લા કદય્તહા યા અર્હમર્રાહિમીન્ !'

'અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, જે હલીમ (સહનશીલ) અને કરીમ છે. અલ્લાહ તઆલા પાક છે, જે અર્શે અઝીમનો રબ છે. અને સર્વ પ્રશંસાઓ અલ્લાહ તઆલા માટે જ છે, જે તમામ જગતનો પાલનહાર છે.

હે અલ્લાહ તઆલા ! હું તારાથી તારી રહમતને વાજિબ કરનારી ચીઝોનો અને તારી મગફિરતને જરૂરી કરનારી ચીઝોનો સવાલ કરું છું. ઉપરાંત દરેક ગુનાહથી બચવાનો સવાલ કરું છું અને દરેક ભલાઈમાં પોતાનો ભાગ અને દરેક ગુનાહથી સલામતી ચાહું છું.

હે અર્હમર્રાહિમીન ! મારો કોઈ ગુનાહ માફ કર્યા વગર અને કોઈ રંજ દૂર કર્યા વગર અને કોઈ હાજત, જે તને પસંદ હોય, પૂરી કર્યા વગર છોડીશ નહિ.

## ૭૧ دشمنوں کے شر سے محفوظ رہنے کے لئے

### દુશ્મનોની બૂરાઈથી બચવા માટે દુઆ

اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِيْ نُحُوْرِهِمْ
وَنَعُوْذُ بِكَ مِنْ شُرُوْرِهِمْ

**'અલ્લાહુમ્મ ઈન્ના નજ્અલુ-ક ફી નુહૂરિહિમ્**
**વ નઊઝુ બિ-ક મિન્ શુરૂરિહિમ્.'**

'હે અલ્લાહ તઆલા ! અમે આ (દુશ્મનો)ના મુકાબલામાં તને ઢાલ બનાવીએ છીએ અને એમની શરારતોથી તારી પનાહ માંગીએ છીએ.'

## ૭૨ تسبیح فاطمہ

### તસ્બીહે ફાતિમહ

(ہر نماز کے بعد اور سونے سے پہلے پڑھی جائے)

(દરેક નમાઝ પછી અને સૂતી વખતે પઢવામાં આવે)

**'સુબ્હાનલ્લાહ'** 33 વખત ۳۳ مرتبہ سُبْحَانَ اللّٰهُ
**'અલ્હમ્દુ લિલ્લાહ'** 33 વખત ۳۳ مرتبہ اَلْحَمْدُ لِلّٰهُ
**'અલ્લાહુ અક્બર'** 34 વખત ۳۴ مرتبہ اَللّٰهُ اَكْبَرُ

## ૭૩ تلبیہ

### તલ્બિયહ

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ، لَبَّيْكَ لَا شَرِيْكَ

لَکَ لَبَّیْکَ، اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ
وَالْمُلْکَ، لَا شَرِیْکَ لَکَ

**'લબ્બય્-ક અલ્લાહુમ્મ લબ્બય્ક, લબ્બય્-ક લા શરી-ક લ-ક લબ્બય્ક, ઈન્નલ્ હમ્-દ વન્નિઅ-મ-ત લ-ક વલ્ મુલ્ક, લા શરી-ક લ-ક.'**

'હું હાજર છું હે અલ્લાહ તઆલા ! હું હાજર છું. હું હાજર છું, તારો કોઈ શરીક નથી, હું હાજર છું. બેશક, તા'રીફ અને નેઅમત તારા માટે જ છે. તારો કોઈ શરીક નથી.'

## ૭૪ ઝમઝમ પીવાની દુઆ زمزم پینے کی دعا

اَللّٰهُمَّ اِنِّیْ اَسْاَلُکَ عِلْماً نَّافِعاً
وَّرِزْقاً وَّاسِعاً وَّشِفَآءً مِّنْ کُلِّ دَاءٍ

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક ઈલ્મન્ નાફિઅંવ્ વ રિઝ્કંવ્ વાસિઅંવ્ વ શિફાઅમ્ મિન કુલ્લિ દાઅ્.'**

'હે અલ્લાહ ! હું તારાથી ફાયદાકારક ઈલ્મ અને વિશાળ રોઝી અને દરેક બીમારીથી શિફા માંગું છું.'

## ૭૫ એક સર્વગ્રાહી દુઆ ایک جامع دعا

اَللّٰهُمَّ اِنَّا نَسْأَلُکَ مِنْ خَیْرِ مَا سَأَلَکَ مِنْهُ

نَبِيُّكَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمْ، وَنَعُوْذُ
بِكَ مِنْ شَرِّ مَا اسْتَعَاذَكَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمْ، وَاَنْتَ الْمُسْتَعَانُ
وَعَلَيْكَ الْبَلَاغُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهُ

**'અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુ-ક મિન્ ખયરિ મા સ-અ-લ-ક મિન્હુ નબિય્યુ-ક મુહમ્મદુન્ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ્ વ નઊઝુ બિ-ક મિન્ શર્રિ મ-સ્તઆ-ઝ-ક મિન્હુ નબિય્યુ-ક મુહમ્મદુન્ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ્ વ અન્ત-લ્ મુસ્તઆનુ વ અલય્-કલ્ બલાગુ વ લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ્.'**

'હે અલ્લાહ ! હું તારી પાસે તે તમામ ભલાઈઓ માંગું છું જે તારા નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તારી પાસે માંગી હતી, અને તારી પનાહ માંગું છું તે તમામ બૂરાઈઓથી જેનાથી તારા નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પનાહ માંગી હતી. તું જ એક માત્ર મદદકર્તા છે, તારું કામ સત્યનો સંદેશો પહોંચાડવાનું છે. અમારામાં નેક કામો કરવાની કે બૂરાઈથી બચવાની કોઈ લાયકાત કે શક્તિ નથી પરંતુ માત્ર અલ્લાહની મદદથી જ.'

## ૭૬ તકબીરે તશરીક تكبير تشريق

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ،

اَللّٰهُ اَكْبَرُ وَ لِلّٰهِ الْحَمْدُ

'અલ્લાહુ અક્બરુ અલ્લાહુ અક્બર્, લા ઈલા-હઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર્. અલ્લાહુ અક્બરુ વ લિલ્લાહિલ્ હમ્દ્.'

'અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. અલ્લાહ સૌથી મહાન છે. સર્વ પ્રશંસા અલ્લાહના માટે જ છે.'

## ૭૭ દુરૂદે તુન્જીના درود تنجينا

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ صَلٰوةً تُنْجِيْنَا (تُنَجِّيْنَا) بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتْ، وَتَقْضِىْ لَنَا بِهَا مِنْ جَمِيْعِ الْحَاجَاتْ، وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتْ، وَتَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتْ، وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَ بَعْدَ الْمَمَاتْ، اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ

'અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્યિદિના વ મવ્લાના મુહમ્મદિવ્ વ અલા આલિ સચ્યિદિના વ મવ્લાના

**મુહમ્મદિન્ સલાતન્ તુન્જીના (તુનજ્જીના) બિહા મિન્ જમીઈલ્ અહ્વાલિ વલ્ આફાત્. વ તક્દી લના બિહા મિન્ જમીઈલ્ હાજાત્. વ તુતહ્હિરુના બિહા મિન્ જમીઈસ્ સય્યિઆત્. વ તર્ફઉના બિહા ઈન્દ-ક અઅ્લદ્ દ-ર-જાત્. વ તુબલ્લિગુના બિહા અક્સલ્ ગાયાતિ મિન્ જમીઈલ્ ખય્રાતિ ફીલ્ હયાતિ વ બઅ્દલ્ મમાત્. ઈન્ન-ક અલા કુલ્લિ શય્ઈન્ કદીર્.'**

'હે અલ્લાહ ! તું અમારા સરદાર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને એમના વંશજો પર રહમત નાઝિલ ફરમાવ, એવી રહમત કે જેની બરકતથી તું અમને તમામ પ્રકારની ભયંકરતાઓ અને આફતોથી નજાત અતા ફરમાવે અને એની બરકતથી તું અમને અમારી તમામ બૂરાઈઓ અને ગુનાહોથી પાક ફરમાવી દે તથા એની બરકતથી તું અમને પોતાની પાસે ઉચ્ચ દરજાતમાં બુલંદ ફરમાવી દે અને એની બરકતથી તું અમને તમામ પ્રકારની ભલાઈઓની અંતિમ હદે પહોંચાડી દે, દુનિયાની ઝિંદગીમાં પણ અને મૃત્યુ પછી પણ. બેશક, તું દરેક ચીઝ પર કુદરત ધરાવે છે.'

## ૭૮ ઈસ્લામી મહિનાઓ

| | |
|---|---|
| (૦૧) મુહર્રમુલ્ હરામ્ | (૦૭) રજબુલ્ મુરજ્જબ્ |
| (૦૨) સફરુલ્ મુઝફ્ફર્ | (૦૮) શઅ્બાનુલ્ મુઅઝ્ઝમ્ |
| (૦૩) રબીઉલ્ અવ્વલ્ | (૦૯) રમઝાનુલ્ મુબારક્ |
| (૦૪) રબીઉલ્ આખર્ | (૧૦) શવ્વાલુલ્ મુકર્રમ્ |
| (૦૫) જમાદિયુલ્ અવ્વલ્ | (૧૧) ઝીકઅ્દતુલ્ હરામ્ |
| (૦૬) જમાદિયુલ્ આખર્ | (૧૨) ઝિલ્ હજ્જતુલ્ હરામ્ |

## ૭૯ નમાઝના નામો અને રકા'તો

| નમાઝના નામો | રકા'ત | નમાઝના નામો | રકા'ત |
|---|---|---|---|
| ફજ્ર (ફજ્ર) | ૪ | અવ્વાબીન | ૬ |
| ઝુહર | ૧૨ | તહજ્જુદ | ૮ |
| અસર | ૪ | સલાતુલ્ ઈસ્તિખારહ | ૨ |
| મગરિબ | ૭ | સલાતુલ્ હાજત | ૨ |
| ઈશા | ૧૭ | સલાતુત્તસ્બીહ | ૪ |
| જુમ્અહ | ૧૪ | સલાતુત્ તવ્બહ | ૨ |
| ઈદુલ્ ફિત્ર | ૨ | સલાતુલ્ કુસૂફ (સૂર્યગ્રહણ) | ૨ |
| ઈદુલ્ અદ્હા | ૨ | સલાતુલ્ ખુસૂફ (ચંદ્રગ્રહણ) | ૨ |
| ઈશરાક | ૨ | સલાતુલ્ ઈસ્તિસ્કા (વરસાદ) | ૨ |
| ચાશ્ત | ૮ | તરાવીહ | ૨૦ |

## ૮૦ નમાઝોના સમય

નમાઝ એના નક્કી થયેલા સમયે પઢવી ફરજિયાત છે.

કુર્આનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

إِنَّ الصَّلٰوةَ كَانَتْ عَلَى الْمُؤْمِنِيْنَ كِتٰبًا مَّوْقُوْتًا

"બેશક, નમાઝ મુસલમાનો પર નિયુકત થયેલ સમયે (પઢવી) ફર્ઝ છે." (સૂરએ 'નિસા' : ૧૦૩)

## નમાઝના સમયો નીચે મુજબ છે :

| | નામ | સમય | મુસ્તહબ / અફઝલ |
|---|---|---|---|
| ૧ | ફજ્ર (ફજ) | સુબ્હ સાદિકથી શરૂ થઈને સૂર્યોદય થવા પહેલાં સુધી રહે છે. | વધારે અંધારું ન હોય; ખૂબ અજવાળું થાય ત્યારે પઢવી અફઝલ છે, પરંતુ વાદળિયા દિવસે મોડું કરવું અફઝલ છે. |
| ૨ | ઝુહ્ર | મધ્યાહન પછી જ્યારે સૂરજ ઢળવા લાગે ત્યારથી શરૂ થાય છે. અને દરેક વસ્તુનો અસલી પડછાયો છોડી તે વસ્તુનો પડછાયો ડબલ થઈ જાય ત્યાં સુધી રહે છે. | ઉનાળામાં મોડું કરવું અફઝલ છે. શિયાળામાં જલ્દી પઢવી અફઝલ છે. |
| ૩ | અસર | ઉપર દર્શાવ્યા પ્રમાણે ઝુહરનો સમય પૂરો થાય ત્યારે અસરનો સમય શરૂ થાય છે અને ગુરૂબ (સૂર્યાસ્ત) સુધી રહે છે. | • સૂરજ પીળો પડવા પહેલાંનો સમય મુસ્તહબ છે.<br>• વાદળિયા દિવસે કંઈક વહેલી પઢવી અફઝલ છે. |
| ૪ | મગરિબ | સૂર્યાસ્તથી શરૂ થઈને શફકે અબ્યઝ (સફેદ રોશની) ગાયબ થાય ત્યાં સુધી મગરિબનો સમય રહે છે. | • સૂર્યાસ્ત પછી તરત પઢવી મુસ્તહબ છે.<br>• તારાઓ ખૂબ ફેલાઈ જાય તેટલું મોડું કરવું મકરૂહ છે.<br>• વાદળિયા દિવસે મોડું કરવું અફઝલ છે. |
| ૫ | ઈશા | ઉપર દર્શાવ્યા પ્રમાણે મગરિબનો સમય પૂરો થતાં જ ઈશાનો સમય શરૂ થાય છે અને સુબ્હ સાદિક સુધી રહે છે. | ૧/૩ (એક તૃતિયાંશ) રાત સુધી મોડી કરી પઢવી મુસ્તહબ છે. |

## ૮૧ ફર્ઝ નમાઝનો ચાર્ટ

| દૈનિક નમાઝનું નામ | કુલ રકા'ત | સુન્નતે મુઅક્કદહ | સુન્નતે ગૈર મુઅક્કદહ | ફર્ઝ | સુન્નતે મુઅક્કદહ | નફિલ | વાજિબ | નફિલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ફજ્ર | ૪ | ૨ | — | ૨ | — | — | — | — |
| ઝુહર | ૧૨ | ૪ | — | ૪ | ૨ | ૨ | — | — |
| અસ્ર | ૮ | — | ૪ | ૪ | — | — | — | — |
| મગરિબ | ૭ | — | — | ૩ | ૨ | ૨ | — | — |
| ઈશા | ૧૭ | — | ૪ | ૪ | ૨ | ૨ | ૩ | ૨ |
| જુમ્અહ | ૧૪ | ૪ | — | ૨ | ૪+૨=૬ | ૨ | — | — |



## ઈદની નમાઝ

- ઈદની નમાઝ માટે અઝાન અને ઈકામત નથી.
- ઈદની ૨ (બે) રકા'ત વધારાની ૬ (છ) તકબીરો સાથે વાજિબ છે.
- ફજરની નમાઝ બા'દ ઘરમાં કે મસ્જિદમાં ઈદની નમાઝ પહેલાં નફિલ નમાઝ પઢવાની મનાઈ છે.
- ઈદની નમાઝ બા'દ ઈદગાહમાં નફિલ નમાઝ પઢવાની મનાઈ છે.

## જનાઝાની નમાઝ

- જનાઝાની નમાઝમાં ૪ (ચાર) તકબીર اَللّٰهُ اَكْبَرُ 'અલ્લાહુ અકબર' કહેવું ફર્ઝ છે.
- જનાઝાની નમાઝ અઝાન, ઈકામત તથા રુકૂઅ અને સજદા વગર પઢવામાં આવે છે.

## તરાવીહની નમાઝ

- રમઝાનમાં મર્દ અને ઔરત દરેક માટે તરાવીહની નમાઝ પઢવી સુન્નતે મુઅક્કદા છે.
- ઈશાની ફર્ઝ અને સુન્નત પછી ૨૦ (વીસ) રકા'ત ૧૦ (દસ) સલામ સાથે પઢવી મસનૂન છે. એટલે નમાઝ પઢનારે દરેક વખતે બે રકા'ત તરાવીહની નિય્યત કરવી.
- વિત્ર વાજિબની ૩ (ત્રણ) રકા'ત, તરાવીહની ૨૦ (વીસ) રકા'ત પૂરી થવા બા'દ પઢવામાં આવશે.

## ચેતવણી

(૧) ફજરની નમાઝ પછી અને સૂરજ ઊગવા બા'દ ૧૦–૧૫ મિનિટ સુધી કોઈ પણ નફિલ નમાઝ પઢવાની મનાઈ છે.

(૨) મધ્યાહન (સૂર્ય માથા પર હોય ત્યારે) કોઈ પણ નમાઝ પઢવી નહિ.

(૩) અસરની ફર્ઝ નમાઝ પઢયા પછી મગરિબ સુધી કોઈ નફિલ નમાઝ પઢવી નહિ. માત્ર કઝા નમાઝ અને જનાઝાની નમાઝ મકરૂહ સમય પહેલાં પઢવી જાઈઝ છે.

(૪) સ્ત્રીઓ પર જુમ્અહ ફર્ઝ નથી. તેમણે ઝોહરની નમાઝ ઘરે પઢવી.

(૫) નાના ગામડામાં જુમ્અહ ફર્ઝ નથી. ત્યાં જુમ્અહના બદલે ઝોહર પઢવી.

## ૮૨ સલાતુત્તસ્બીહ

નફિલ નમાઝ પૈકી સલાતુત્તસ્બીહની ફઝીલત ઘણી મહાન છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) રિવાયત કરે છે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપના ચાચા અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ (રદિયલ્લાહુ અન્હુ)થી ફરમાવ્યું કે,

"શું હું તમને ભેટ ન આપું ?
શું હું તમને કંઈ બખ્શિશ કરું ?
શું હું તમને ઘણી ફાયદાકારક ચીઝ બતાવી દઉં ?
શું હું તમને એવી ચીઝ આપું, જેને તમે કરશો તો અલ્લાહ આપના આગલા–પાછલા, જૂના–નવા, નાના–મોટા, ઈરાદાપૂર્વક કે ભૂલથી કરેલા, છૂપી રીતે કે જાહેરી રીતે કરેલા,

બધાં જ ગુનાહો માફ કરી દે ?

આપ ચાર રકા'ત નમાઝ આ રીતે પઢો કે :

😐 દરેક રકા'તમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરહ પઢી ઊભા ઊભા આ તસ્બીહ (કલિમાત) પંદર વખત પઢો, [‘કલિમાત’થી મુરાદ ત્રીજો કલિમહ છે.]

😐 પછી રુકૂઅમાં જાઓ તો (રુકૂઅની તસ્બીહ પછી) રુકૂઅની હાલતમાં જ આ કલિમાત ૧૦ વખત પઢો,
રુકૂઅથી ઊભા થઈને (ઊભા ઊભા) (કવમામાં) ૧૦ વખત આ જ કલિમાત પઢો,

😐 પછી સજદહમાં જઈને (સજદહની તસ્બીહ પછી) ૧૦ વખત આ જ કલિમાત પઢો,

😐 પછી સજદહથી માથું ઉઠાવીને (અલ્લાહુ અકબર કહ્યા પછી બેઠા બેઠા) ૧૦ વખત આ જ કલિમાત પઢો,

😐 પછી બીજા સજદહમાં જઈને (તસ્બીહ પછી) ૧૦ વખત આ જ કલિમાત પઢો,

😐 પછી સજદહમાંથી માથું ઉઠાવીને (અલ્લાહુ અકબર કહ્યા પછી) ઊભા થતાં પહેલાં (બેઠા બેઠા) ૧૦ વખત આ જ કલિમાત પઢો.

😐 દરેક રકા'તમાં ૭૫ વખત (આ કલિમાત–તસ્બીહ) થશે અને ચાર રકા'તમાં (કુલ ત્રણસો વખત) પઢજો.

શકય હોય તો સલાતુત્તસ્બીહ :

😐 દરરોજ એક વાર પઢજો.

😐 જો એ શકય ન હોય તો અઠવાડિયામાં એક વાર પઢજો.

😐 અઠવાડિયામાં પણ પઢી ન શકાય તો દર મહિનામાં એક વાર પઢજો.

😐 અને એ પણ શકય ન હોય તો દરેક વર્ષમાં એક વાર પઢજો.

😐 દરેક વર્ષમાં એક વાર પઢી ન શકાય તો આખા જીવનમાં એક વાર તો જરૂર જ પઢજો.''

('ઈબ્ને માજહ', 'તિરમિઝી', 'અબૂ દાવૂદ')

😐 હઝરત અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) દરેક જુમ્આના દિવસે સલાતુત્તસ્બીહ પઢતા હતા.

😐 અબૂ જવઝાન તાઈ (રહ.) હંમેશા ઝુહરની નમાઝનો સમય થતાં જ મસ્જિદમાં આવી જતા હતા અને ઝુહરની ફર્ઝ નમાઝ ઊભી થાય ત્યાં સુધીમાં સલાતુત્તસ્બીહ પઢી લેતા હતાં.

😐 હઝરત અબ્દુલ અઝીઝ બિન અબી રદાદ (રહ.) ફરમાવતા હતા કે,

''જે જન્નત મેળવવાની ઈચ્છા રાખતો હોય તેણે સલાતુત્તસ્બીહનો દૃઢતાપૂર્વક ઈહતિમામ (પ્રબંધ) કરવો જોઈએ.''

😐 અબૂ ઉસ્માન હિયરી (રહ.)ના મત પ્રમાણે :

"મુસીબતો અને દુ:ખોને દૂર કરવા માટે સલાતુત્તસ્બીહ કરતાં ઉત્તમ બીજું કંઈ નથી."

## નિય્યત

હું સલાતુત્તસ્બીહની ચાર રકા'ત અલ્લાહના માટે, કિબ્લા તરફ મુખ કરીને પઢું છું.

## સૂચનાઓ

(૧) આ નમાઝમાં સૂરએ ફાતિહા પછી કોઈ સૂરહ નક્કી નથી. કેટલીક હદીસો પ્રમાણે ઓછામાં ઓછી ૨૦ (વીસ) આયતો

હોવી જોઈએ.

(૨) સંખ્યાની ગણતરી મોઢેથી કરવી નહિ (કારણકે એનાથી નમાઝમાં ખલલ થશે.) પરંતુ આંગળીઓને પોતાના સ્થાને દબાવીને ગણતરી કરવી.

(૩) જો કોઈ રુકનમાં તસ્બીહ ભૂલથી ઓછી પઢાઈ અથવા બિલકુલ છૂટી ગઈ તો આગલા રુકનમાં ભુલાયેલ તસ્બીહને પઢી લે પરંતુ : કવમા અને જલ્સામાં ન પઢે. પહેલી અને ત્રીજી રકા'ત પછી પણ ન પઢે બલ્કે બીજી અને ચોથી રકા'ત પછી પઢે.

## ફાઈદહ

(૧) નમાઝના મકરૂહ સમય સિવાય બીજા કોઈ પણ સમયે સલાતુત્તસ્બીહ પઢી શકાય છે. જે સમયે નફિલ પઢવાની મનાઈ છે ત્યારે સલાતુત્તસ્બીહ પઢવી નહિ.

(૨) સૂરજ ઢળવા પછી પઢવું બહેતર છે.

(૩) કેટલીક રિવાયત અનુસાર ત્રીજો કલિમહ (નીચે પ્રમાણે) સંપૂર્ણ પઢવો બહેતર છે.

**'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર્, વ લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ્.'**

☺ રુકૂઅમાં રુકૂઅની તસ્બીહ **'સુબ્હા-ન રબ્બિયલ્ અઝીમ્'** પ્રથમ પઢવી અને તે પછી ઉપરોક્ત કલિમાત પઢવા.

☺ સજદહમાં સજદહની તસ્બીહ **'સુબ્હા-ન રબ્બિયલ્ અઅ્લા'** પ્રથમ પઢવી અને તે પછી ઉપરોક્ત કલિમાત પઢવા.

😐 બીજી અને ચોથી રકા'ત પછી કઅ્દહમાં **'અત્તહિય્યાત'** પઢવા પહેલાં ઉપરોક્ત કલિમાત પઢવા.

**(સલાતુત્તસ્બીહ પઢવાની) બીજી રીત આ છે કે :**

😐 પહેલી રકા'તમાં 'સના' પઢવા પછી સૂરએ 'ફાતિહા' પઢવા પહેલાં અને બીજી, ત્રીજી અને ચોથી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પઢવા પહેલાં ૧૫ વખત (ઉપરોક્ત તસ્બીહ) પઢવું.

😐 સૂરએ 'ફાતિહા' અને બીજી કોઈ સૂરહ પઢયા પછી ૧૦ વખત પઢવું.

😐 બાકીની રીત ઉપર બતાવેલી પ્રથમ રીત પ્રમાણે જ છે.

(૪) આ બીજી રીત પ્રમાણે પઢતી વખતે પહેલી અને ત્રીજી રકા'તના બીજા સજદહ પછી તેમજ બીજી રકા'ત અને ચોથી રકા'ત પછી કઅ્દહમાં 'અત્તહિય્યાત' પહેલાં મજકૂર કલિમાત પઢવાની જરૂરત નથી કારણકે એના વગર દરેક રકા'તમાં ૭૫ ની સંખ્યા પૂરી થઈ જાય છે.

(૫) જો કોઈ પણ કારણે સજદએ સહ્વ કરવાની જરૂર પડે તો તેમાં આ કલિમાત પઢવા નહિ. પરંતુ જો કલિમાતની ગણતરીમાં ભૂલ થયેલી હોય તો બાકી રહેલા કલિમાત પઢી શકાય છે.

## ૮૩ સલાતુત્તસ્બીહનો ચાર્ટ

**સૂચના :**

'સલાતુત્તસ્બીહ'માં કલિમાત એટલે ત્રીજો કલિમહ પઢવાનો છે. જુઓ પૃષ્ઠ : 67

<u>સલાતુત્તસ્બીહ પઢવાની બે રીતો નીચે પ્રમાણે છે</u> :

| ત્રીજો કલિમહ ક્યારે પઢવું ? | કેટલી વખત પઢવું ? | |
|---|---|---|
| | પહેલી રીત | બીજી રીત |
| પહેલી રકા'તમાં 'સના' પછી અને સૂરએ 'ફાતિહા'થી પહેલાં [બીજી, ત્રીજી, ચોથી રકા'તમાં સૂરએ 'ફાતિહા'થી પહેલાં] | પઢવું નહિ. | 15 |
| દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' અને બીજી કોઈ સૂરહ પઢવા પછી | 15 | 10 |
| દરેક રકા'તમાં રુકૂઅમાં રુકૂઅની તસ્બીહ પઢયા પછી | 10 | 10 |
| દરેક રકા'તમાં રુકૂઅ પછી ઊભા થઈને કવમામાં | 10 | 10 |
| દરેક રકા'તમાં પહેલાં સજદહમાં સજદહની તસ્બીહ પઢવા પછી | 10 | 10 |
| દરેક રકા'તમાં જલ્સામાં (બંને સજદહ વચ્ચે બેસીને) | 10 | 10 |
| દરેક રકા'તમાં બીજા સજદહમાં સજદહની તસ્બીહ પઢવા પછી | 10 | 10 |

| ત્રીજો કલિમહ ક્યારે પઢવું ? | કેટલી વખત પઢવું ? | |
|---|---|---|
| | પહેલી રીત | બીજી રીત |
| પહેલી અને ત્રીજી રકા'તમાં બીજો સજદહ કરવા બા'દ 'અલ્લાહુ અકબર' કહીને બેસી જાઓ અને કલિમાત પઢો અને તે પછી 'અલ્લાહુ અકબર' કહેવા વગર ઊભા થઈ જાઓ. | 10 | કંઈ પઢવું નહિ. બીજા સજદહ પછી બેસવા વગર ઊભા થઈ જાઓ. |
| અથવા | અથવા | |
| બીજી અને ચોથી રકા'ત બા'દ કઅ્દહમાં 'તશહ્હુદ' ('અત્તહિય્યાત')થી પહેલાં | 10 | કંઈ પઢવું નહિ. |
| **દરેક રકા'તમાં કુલ સંખ્યા** | 75 | 75 |

# વુઝૂની મહત્ત્વની શરતો

## ૮૪ વુઝૂના ફર્ઝો

વુઝૂમાં નીચે પ્રમાણે ૪ (ચાર) ફર્ઝ છે :

- પેશાની (કપાળ)ના વાળથી હડપચીના નીચે સુધી અને એક કાનની ટીસીથી બીજા કાનની ટીસી સુધી એક વખત આખું મોઢું ધોવું.
- એક–એક વખત બંને હાથોને કોણીઓ સહિત ધોવા.
- માથાના ચોથા ભાગનો એક વખત મસહ કરવો. (ભીનાં હાથ ફેરવવા)
- એક–એક વખત બંને પગોને ઘૂંટીઓ સહિત ધોવા.

<u>નોંધ</u> : જો ઉપરના ચાર ફર્ઝોમાંથી એક પણ છૂટી જશે અથવા વાળ બરાબર પણ કોઈ જગ્યા સૂકી રહી જશે તો વુઝૂ થશે નહિ.

## ૮૫ વુઝૂની સુન્નતો

વુઝૂની સુન્નતો નીચે પ્રમાણે છે :

- નિય્યત કરવી,
- બિસ્મિલ્લાહ પઢવી,
- પ્રથમ ત્રણ વખત બંને હાથ કાંડા સુધી ધોવા.
- મિસ્વાક કરવું.
- ત્રણ વખત કોગળા કરવા.
- ત્રણ વખત નાકમાં પાણી નાંખવું.
- દાઢીનો ખિલાલ કરવો. (ભીની આંગળીઓ દાઢીમાં નાંખવી)
- હાથ–પગની આંગળીઓનો ખિલાલ કરવો.
- દરેક અવયવને ત્રણ વખત ધોવા.
- એક વખત આખા માથાનો મસહ કરવો.(ભીનાં હાથ ફેરવવા)
- બંને કાનોનો મસહ કરવો. (ભીની આંગળીઓ ફેરવવી)
- ક્રમવાર–તરતીબથી વુઝૂ કરવું.
- લગાતાર વુઝૂ કરવું એટલે કે એક અવયવ સૂકાવા ન પામે કે બીજો અવયવ ધોઈ લેવો.

## ૮૬ વુઝૂના મુસ્તહબો

વુઝૂના મુસ્તહબો નીચે પ્રમાણે છે :

- જમણી બાજુથી શરૂ કરવું.
- ગરદનનો મસહ કરવો. (ભીનાં હાથોની પીઠ ફેરવવી)

- પોતે જ વુઝૂ કરવું. કોઈની મદદ લેવી નહિ.
- કિબ્લા તરફ મુખ કરીને બેસવું.
- પાક ઊંચા સ્થળે બેસીને વુઝૂ કરવું.

## ૮૭ વુઝૂના મકરૂહો

વુઝૂના મકરૂહો નીચે પ્રમાણે છે :

- નાપાક જગ્યાએ વુઝૂ કરવું.
- જમણા હાથથી નાક સાફ કરવું.
- વુઝૂ કરતી વખતે દુનિયાની વાતો કરવી.
- સુન્નત વિરુદ્ધ વુઝૂ કરવું.

## ૮૮ વુઝૂ તોડનારી ચીઝો

વુઝૂ તોડનારી ચીઝો નીચે પ્રમાણે છે :

- પેશાબ–પાખાનું કરવું અથવા બંને માર્ગથી બીજી કોઈ ચીઝનું નીકળવું.
- પાછળથી હવા નીકળવી.
- શરીરના ભાગથી લોહી યા પરૂનું નીકળીને વહી જવું.
- મોઢું ભરાય જાય એટલી ઊલટી કરવી અથવા થવી.
- ચત્તાપાટ યા ટેક લગાવીને ઊંઘી જવું.
- બીમારી અથવા અન્ય કોઈ કારણસર બેભાન થઈ જવું.
- ગાંડા થઈ જવું.
- રુકૂઅ–સજદહવાળી નમાઝમાં જોરથી હસવું.

## ગુસ્લની મહત્ત્વની શરતો

## ૮૯ ગુસ્લના ફર્ઝો

ગુસ્લના નીચે પ્રમાણે ત્રણ ફર્ઝો છે :

- કોગળો કરવો.
- નાકમાં પાણી નાંખવું.
- આખા શરીર પર એવી રીતે પાણી વહાવવું કે કોઈ વાળની જડ પણ સૂકી ન રહી જાય.

નોંધ : ત્રણ ફર્ઝો પૈકી કોઈ પણ છૂટી જશે અથવા એક વાળ બરાબર પણ જગ્યા સૂકી રહી જશે તો ગુસ્લ અધૂરું રહેશે.

## ૯૦ ગુસ્લની સુન્નતો

ગુસ્લમાં નીચે પ્રમાણે સુન્નતો છે :

- બંને હાથ કાંડા સુધી ધોવા.
- ઈસ્તિનજો કરવો અને શરીર પર નાપાકી લાગી હોય તો તેને ધોવી.
- ગુસ્લની નિય્યત કરવી.
- પ્રથમ વુઝૂ કરવું.
- આખા શરીર પર ત્રણ વખત પાણી વહાવવું.

# નમાઝની જરૂરી વાતો

## ૯૧ નમાઝની શર્તો

નમાઝમાં નીચે પ્રમાણે શર્તો છે :

- જો જરૂરી હોય તો ગુસ્લ કરવું.
- જો જરૂરી હોય તો વુઝૂ કરવું.
- શરીર અને કપડાંનું પાક–સાફ હોવું.
- જગાનું પાક–સાફ હોવું.
- કિબ્લા તરફ મુખ કરવું.
- સતર (શરીઅતમાં શરીરના જે ભાગને ઢાંકવાનો હુકમ છે તે) ઢાંકવું.
- નમાઝની નિય્યત કરવી.
- નમાઝનો મુકર્રર્ થયેલો સમય હોવો.

## ૯૨ નમાઝના ફર્ઝો

નમાઝમાં નીચે પ્રમાણે ફર્ઝો છે :

- તકબીરે તહરીમા કહેવી.
- કિયામ અર્થાત્ ઊભા રહેવું.
- કિરા'ત અર્થાત્ ઓછામાં ઓછી કુર્આન શરીફની ત્રણ આયતો અથવા એક લાંબી આયત પઢવી.
- રુકૂઅ કરવો.
- બંને સજદહ કરવા.
- કઅ્દએ અખીરહ અર્થાત્ નમાઝના અંતે 'અત્તહિય્યાત' પઢી શકાય એટલો સમય બેસવું.

## ૯૩ નમાઝના વાજિબો

નમાઝમાં નીચે પ્રમાણે વાજિબો છે :

- ફર્ઝની પહેલી બે રકા'તોને કિરા'ત માટે નક્કી કરવી.

- ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકા'ત સિવાય તમામ નમાઝોની દરેક રકા'તમાં સૂરએ ફાતિહા પઢવી.
- ફર્ઝ નમાઝોની પ્રથમ બે રકા'તોમાં અને વાજિબ, સુન્નત અને નફિલની તમામ રકા'તોમાં સૂરએ 'ફાતિહા' પછી કોઈ સૂરહ અથવા મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢવી.
- સૂરએ 'ફાતિહા'ને સૂરહથી પહેલાં પઢવી.
- કિરા'ત અને રુકૂઅમાં તથા સજદાઓ તથા રકા'તોમાં તરતીબ (ક્રમ) જાળવવી.
- કવ્મહ કરવો અર્થાત્ રુકૂઅથી ઊઠીને સીધા ઊભા રહેવું.
- જલસહ અર્થાત્ બંને સજદાઓ વચ્ચે સીધા બેસવું.
- રુકૂઅ, કવમહ, સજદહ, જલસહ વગેરે સંતોષપૂર્વક, સારી રીતે અદા કરવા.
- કઅ્દએ ઊલા અર્થાત્ ત્રણ અને ચાર રકા'તવાળી નમાઝમાં બે રકા'તો પછી 'તશહ્હુદ' ('અત્તહિય્યાત') પઢી શકાય એટલો સમય બેસવું.
- બંને કઅદાઓમાં 'તશહ્હુદ' ('અત્તહિય્યાત') પઢવું.
- ઈમામે ફજર, મગરિબ, ઈશા, જુમ્આ, બંને ઈદો, તરાવીહ અને રમઝાન શરીફમાં ઈશાની વિત્રમાં અવાજથી કિરા'ત કરવી. અને ઝોહર, અસર વગેરે નમાઝોમાં ધીમેથી કિરા'ત કરવી.
- 'સલામ' શબ્દથી નમાઝ પૂરી કરવી.
- વિત્રની નમાઝમાં 'કુનૂત' માટે તકબીર કહેવી અને દુઆએ કુનૂત પઢવી.
- બંને ઈદોની નમાઝમાં વધારાની ૬ (છ) તકબીરો કહેવી.

## ૮૪ નમાઝની સુન્નતો

નમાઝની નીચે પ્રમાણે સુન્નતો છે :

- તકબીરે તહરીમા કહેવા પહેલાં બંને હાથ કાનો સુધી ઉઠાવવા.
- બંને હાથની આંગળીઓ પોતાની હાલત પર ખુલ્લી અને કિબ્લારુખ રાખવી.
- તકબીર કહેતી વખતે માથું ન ઝુકાવવું.
- ઈમામે તકબીરે તહરીમા અને રુકનથી બીજા રુકનમાં જવાની બધી જ તકબીરો જરૂરત મુજબ બુલંદ અવાજથી કહેવી.
- જમણા હાથને ડાબા હાથ પર ડુંટી નીચે બાંધવો.
- 'સના' પઢવી.
- 'તઅવ્વુઝ' અર્થાત્ 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયૃતા નિર્રજીમ' સંપૂર્ણ પઢવી.
- 'તસ્મિય્યહ' અર્થાત્ 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' સંપૂર્ણ પઢવી.
- ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકા'તમાં માત્ર સૂરએ 'ફાતિહા' પઢવી.
- 'આમીન' કહેવું.
- 'સના', 'તઅવ્વુઝ' ('અઊઝુ...') અને 'બિસ્મિલ્લાહ'ને ધીમેથી પઢવાં.
- દરેક નમાઝમાં સુન્નત પ્રમાણે અને સુન્નત જેટલા પ્રમાણમાં કિરા'ત પઢવી.
- રુકૂઅ અને સજદહમાં ત્રણ–ત્રણ વખત તસ્બીહ પઢવી.
- રુકૂઅમાં માથા અને પીઠને બરાબર એક સરખા–સીધા રાખવા અને બંને હાથોની ખુલ્લી આંગળીઓથી ઘૂંટણો પકડવા

અને પિંડલીઓને સીધી રાખવી.

☺ રુકૂઅમાંથી ઊભા થતી વખતે ઈમામે **'સમિઅલ્લાહુ લિમન્ હમિદહ'** કહેવું અને તે પછી ઈમામ તથા મુકતદી બંનેએ **'અલ્લાહુમ્મ રબ્બના વ લ-કલ્ હમ્દ'** કહેવું. એકલા નમાઝ પઢનારે બન્નેવ કહેવું.

☺ સજદહમાં જતી વખતે પ્રથમ બંને ઘૂંટણો, પછી બંને હાથ, પછી નાક, પછી પેશાની (કપાળ) સજદહની જગા ઉપર મૂકવા.

☺ જલ્સહ અને કઅ્દહમાં ડાબો પગ બિછાવીને તેના ઉપર બેસવું અને જમણા પગને (અર્થાત્ પગની પાનીને) આંગળીઓ પર ટેકવીને એવી રીતે ઊભો રાખવો કે તેની આંગળીઓનાં ટેરવાંઓ કિબ્લહ તરફ રહે અને બંને હાથ જાંગો પર મૂકવા.

☺ 'તશહ્હુદ' ('અત્તહિય્યાત')માં 'અશ્હદુ અલ્લા ઈલા-હ' પઢતી વખતે જમણા હાથના અંગૂઠા અને વચલી આંગળી વડે વર્તુળ બનાવીને કલિમહની આંગળી ઊંચી કરવી અને 'ઈલ્લલ્લાહ' કહેતી વખતે નીચી કરી દેવી.

☺ છેલ્લા કઅ્દહમાં 'તશહ્હુદ' ('અત્તહિય્યાત') પછી દુરૂદ શરીફ પઢવું.

☺ દુરૂદ શરીફ પછી દુઆ પઢવી.

☺ પ્રથમ જમણી તરફ અને પછી ડાબી તરફ સલામ ફેરવવી.

## ૯૫ નમાઝના મુસ્તહબો

નમાઝમાં મુસ્તહબો નીચે પ્રમાણે છે :

☺ તકબીરે તહરીમા કહેતી વખતે બાંયોમાંથી બંને હથેળીઓ

ખુલ્લી કરવી.

☹ એકલા નમાઝ પઢનારે રુકૂઅ–સજદહમાં ત્રણ કરતાં વધારે વખત તસ્બીહ પઢવી.

☹ – કિયામ (ઊભા રહેવાની હાલત)માં સજદહની જગ્યાએ,
– રુકૂઅમાં પગની આંગળીઓના ટેરવા પર,
– જલ્સહ તથા કઅ્દહમાં પોતાના ખોળા (ગોદ) પર, અને
– સલામ ફેરવતી વખતે પોતાના ખભાઓ પર નજર રાખવી.

☹ ખાંસીને યથાશક્તિ રોકવી.

☹ બગાસું આવે તો મોઢું બંધ રાખવું અને જો ખુલી જાય તો કિયામની હાલતમાં જમણાં હાથની પીઠ વડે અને બીજી બધી હાલતમાં ડાબા હાથની પીઠ વડે મોઢું ઢાંકી લેવું.

## ૯૬ નમાઝના મકરૂહો

નમાઝમાં નીચે પ્રમાણે મકરૂહો છે :

☹ સુસ્તી અથવા બેપરવાહીથી ઉઘાડે માથે નમાઝ પઢવી અથવા હાથની કોણીથી ઉપરનો ભાગ ખુલ્લો રાખવો.

☹ કપડાં કે શરીર સાથે રમત કરવી.

☹ એવાં કપડાં જેને પહેરીને લોકોમાં જવું પસંદ કરાતું નથી તેવા કપડાં પહેરીને નમાઝ પઢવી.

☹ કપડાંને ધૂળથી બચાવવા માટે ફરશ (ફર્શ)ને હાથ વડે સાફ કરવી.

☹ ઝાડા કે પેશાબની હાજત હોય તેવી હાલતમાં નમાઝ પઢવી.

☹ આંગળા ફોડવાં અથવા એક હાથના આંગળા બીજા હાથના આંગળામાં ભેરવવા.

☹ કિબ્લા તરફથી મુખ ફેરવવું અને આમ–તેમ જોવું.

- સજદહમાં બંને હાથને કોણી સહિત જમીન પર પાથરી દેવા મર્દો માટે મકરૂહ છે.
- કોઈ એવા માણસની તરફ નમાઝ પઢવી જે નમાઝીના તરફ મુખ કરીને બેઠો હોય.
- જાણી જોઈને બગાસું ખાવું અથવા રોકી શકતો હોવા છતાં ન રોકવું.
- આંખો બંધ કરવી પરંતુ નમાઝમાં ધ્યાન કેન્દ્રિત કરવા થોડી વાર માટે આંખો બંધ કરે તો મકરૂહ નથી.
- જો આગળની સફમાં જગ્યા ખાલી હોય તો બાલિગ શખ્સે એવી સફની પાછળ એકલા ઊભા રહેવું મકરૂહ છે.
- સજીવની છબીવાળું કપડું પહેરી નમાઝ પઢવી.
- એવી જગ્યાએ ઊભા રહીને નમાઝ પઢવી કે નમાઝીના માથા ઉપર કે તેની સામે કે ડાબી બાજુ કે જમણી બાજુ અથવા સજદહની જગ્યાએ સજીવની છબી હોય.
- નમાઝમાં આયતો અથવા સૂરતો તથા તસ્બીહોને આંગળીઓ ઉપર ગણવી.
- ચાદર અથવા બીજું કોઈ કપડું એવી રીતે લપેટીને નમાઝ પઢવી કે તેમાંથી જલ્દીથી હાથ નીકળી ન શકે.
- બગાસું ખાવું અને આળસ દૂર કરવા માટે હાથ આમળવા.
- નમાઝમાં કોઈ કામ સુન્નત વિરુદ્ધ કરવું.

## ૯૭ નમાઝ તોડનારી ચીઝો

નમાઝ તોડનારી ચીઝો નીચે પ્રમાણે છે :

- નમાઝમાં વાત કરવી, ઈરાદાપૂર્વક કે ભૂલથી, થોડી હોય કે વધારે, દરેક હાલતમાં નમાઝ તૂટી જાય છે.

- કોઈ માણસને આવકારવા માટે નમાઝની હાલતમાં 'અસ્સલામુ અલયકુમ' અથવા બીજા કોઈ શબ્દો કહેવા.
- સલામનો જવાબ આપવો, અથવા છીંકનારને **'યરહમુકલ્લાહ'** કહેવું, અથવા નમાઝની બહારવાળા માણસની દુઆ પર આમીન કહેવું.
- કોઈ બૂરી ખબર સાંભળી **'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન'** પઢવું, અથવા કોઈ ખૂશ ખબર સાંભળી **'અલ્હમ્દુ લિલ્લાહ'** કહેવું, અથવા કોઈ અચંબાની વાત સાંભળી **'સુબ્હાનલ્લાહ'** કહેવું.
- દર્દ કે મુસીબતને લીધે : 'આહ', 'ઊહ', 'ઊફ' કહેવું.
- પોતાના ઈમામ સિવાય બીજાને લુકમો આપવો એટલે કે કિરા'ત બતાવવી.
- કુર્આન મજીદ જોઈને પઢવું.
- 'અમલે કસીર' એટલે કોઈ એવું કામ કરવું કે જોનારા એમ સમજે કે આ માણસ નમાઝ પઢતો નથી.
- ખાવું પીવું જાણી જોઈને હોય કે ભૂલથી.
- વગર કારણે કિબ્લા તરફથી છાતી ફેરવી લેવી.
- નાપાક જગ્યાએ સજદહ કરવો.
- સતર ખૂલી જવાની હાલતમાં એક રુકન (અદા કરવા) જેટલું મોડું કરવું.
- દર્દ કે મુસીબતના કારણે અવાજથી ચિત્કાર કરવો.
- નમાઝમાં ઈમામ કરતાં આગળ વધી જવું.
- બાલિગ (પુખ્ત) માણસે નમાઝમાં ખડખડાટ હસવું.
- કુર્આન મજીદ પઢવામાં કોઈ મોટી અને ગંભીર ભૂલ કરવી.

## ૯૮ ઈસ્લામના પાંચ સ્થંભો

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના સાહબઝાદહ હઝરત અબૂ અબ્દુર્રહમાન અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)થી રિવાયત છે :

મેં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે,

"ઈસ્લામની સ્થાપના પાંચ સ્થંભો ઉપર થયેલી છે.

(૧) આ વાતની ગવાહી આપવી કે, અલ્લાહ એક અને માત્ર એક જ (અનન્ય) છે અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે.
(૨) નમાઝ પઢવી.
(૩) ઝકાત આપવી.
(૪) અલ્લાહના ઘરની ઝિયારત કરવી.
(અર્થાત્ જો શકિતવાન હોય તો હજ કરવી.)
(૫) રમઝાન શરીફમાં રોઝહ રાખવા."

('બુખારી શરીફ' અને 'મુસ્લિમ શરીફ')

## ૯૯ چند ربنا

## 'રબ્બના'થી શરૂ થતી કેટલીક કુર્આનિક દુઆઓ

[۱] رَبَّنَا تَقَبَّلْ مِنَّا ط اِنَّکَ اَنْتَ السَّمِیْعُ الْعَلِیْمُ

'રબ્બના તકબ્બલ્ મિન્ના ઈન્ન-ક અન્તસ્સમીઉલ્ અલીમ્.' ('બ-કરહ' : ૧૨૭)

"હે અમારા પરવરદિગાર ! અમારા તરફથી (આ સેવાને) સ્વીકારી લે. ખરેખર તું જ (દુઆનો) સાંભળનાર (અને નિય્યતોનો) જાણનાર છે."

[٢] رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَ مِنْ ذُرِّيَّتِنَا أُمَّةً مُّسْلِمَةً لَّكَ ص وَأَرِنَا مَنَاسِكَنَا وَتُبْ عَلَيْنَا ج إِنَّكَ أَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ۔

'રબ્બના વજ્અલ્ના મુસ્લિમય્નિ લ-ક વ મિન્ ઝુર્રિયતિના ઉમ્મ-તમ્ મુસ્લિ-મતલ્ લક, વ અરિના મનાસિ-કના વ તુબ્ અલય્ના, ઈન્ન-ક અન્તત્તવ્વાબુર્રહીમ્.' ('બ-કરહ' : ૧૨૮)

"હે અમારા પરવરદિગાર ! વળી (અમારી એ પણ દુઆ છે કે) અમે બંનેને તારા સંપૂર્ણ તા'બેદાર બનાવ અને અમારા વંશમાંથી પણ એક એવા સમૂહને પેદા કર જે તારા તા'બેદાર હોય, તેમ અમને અમારા હજના કાનૂનો પણ બતાવ અને અમારા પર કૃપાદષ્ટિ કર, ખરેખર તું જ ક્ષમા કરનાર દયાળુ છે."

[٣] رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ۔ (بقرہ : ٢٠١)

'રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-રતિ હ-સ-ન-તંવ્ વ કિના અઝાબન્નાર.'

"હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં ભલાઈ આપ તેમ આખિરતમાં પણ નેઅમત આપ અને દોઝખના અઝાબથી અમને બચાવ."

[۴] رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ (بقره: ۲۵۰)

'રબ્બના અફરિગ્ અલય્ના સબ્રંવ્ વ સબ્બિત્ અક્દામના વન્સુર્ના અલલ્ કૌમિલ્ કાફિરીન્.'

"હે અમારા પરવરદિગાર ! અમારા પર (ગૈબથી) ધીરજ ઉતાર અને અમારા કદમ જમાવી રાખ અને આ કાફિરોના ટોળા પર અમને વિજય આપ."

[۵] رَبَّنَا لَا تُؤَاخِذْنَا اِنْ نَّسِيْنَا اَوْ اَخْطَاْنَا ۔

'રબ્બના લા તુઆખિઝ્ના ઈન્ નસીના અવ્ અખ્તઅ્ના.' ('બ-કરહ' : ૨૮૬)

"હે અમારા પરવરદિગાર ! જો અમે ભૂલી જઈએ અથવા ચૂક કરીએ તો અમારી પકડ કરીશ નહિ."

[۶] رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَا اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۔ (بقره: ۲۸۶)

**'રબ્બના વ લા તહ્મિલ્ અલય્ના ઈસ્રન્ કમા હમલ્તહૂ અલલ્ લઝી-ન મિન્ કબ્લિના.'**

"હે અમારા પરવરદિગાર ! અને અમારા ઉપર એવો સખત (હુકમનો) બોજો મૂક નહિ, જેવો કે અમારાથી આગલા લોકો પર મૂકયો હતો."

[૭] رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ج
وَاعْفُ عَنَّا وقفه وَاغْفِرْ لَنَا وقفه وَارْحَمْنَا وقفه
اَنْتَ مَوْلٰنَا فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ۔

**'રબ્બના વ લા તુહમ્મિલના મા લા તા-ક-ત લના બિહી, વઅ્ફુ અન્ના, વગ્ફિર્ લના, વર્હમ્ના, અન્ત મવ્લાના ફન્સુર્ના અલલ્ કૌમિલ્ કાફિરીન્.'**

('બ-કરહ' : ૨૮૬)

"હે અમારા પરવરદિગાર ! વળી અમારી પાસે તે બોજો ન ઉંચકાવ કે જેની અમને શકિત નથી અને અમારાથી દરગુજર કર અને અમને બખ્શી દે, તેમ અમારા ઉપર દયા કર, તું જ અમારો પાલનહાર છે તો તું અમને કાફિરો પર વિજય આપ."

[૮] رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا
مِنْ لَّدُنْكَ رَحْمَةً ج اِنَّكَ اَنْتَ الْوَهَّابُ.

**'રબ્બના લા તુ તુઝિગ્ કુલૂ-બના બઅ્-દ ઈઝ્**

હદયતના વ હબ્ લના મિલ્લદુન્ક રહમહ, ઈન્ન–ક અન્તલ્ વહહાબ.' ('આલિ ઈમરાન' : ૭)

"(વળી, તેઓ આ દુઆ માંગે છે કે) હે અમારા પરવરદિગાર! જયારે તેં અમને ખરો માર્ગ દેખાડયો તો પછી અમારા દિલોને (અવળા માર્ગ તરફ) ફેરવીશ નહિ અને અમને પોતાની પાસેથી (ખાસ) રહમત અર્પણ કર. બેશક, તું જ સઘળું આપનાર છે."

[۹] رَبَّنَآ اِنَّکَ جَامِعُ النَّاسِ لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ ط اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادُ - (ال عمران : ۸)

'રબ્બના ઈન્ન–ક જામિઉન્નાસિ લિ યૌમિલ્ લા રય્–બ ફીહ, ઈન્નલ્લા–હ લા યુખ્લિફુલ્ મીઆદ.'

"હે અમારા પરવરદિગાર ! (આ દુઆનું કારણ એ જ છે કે) ખચીત તું સઘળા લોકોને (હશ્રના મેદાનમાં) એક દિવસે એકઠા કરનાર છે, જે(ના આવવા)માં જરાયે શંકા નથી, (કારણ કે) અલ્લાહ કદી પોતાના વાયદાની વિરુદ્ધ કરતો જ નથી."

[۱۰] رَبَّنَآ اِنَّنَآ اٰمَنَّا فَاغْفِرْلَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارُ - (ال عمران : ۱۵)

'રબ્બના ઈન્નના આમન્ના ફગ્ફિર લના ઝુનૂ–બના વ કિના અઝાબન્નાર.'

"હે અમારા પરવરદિગાર ! બેશક, અમે ઈમાન લાવ્યા છીએ, માટે તું અમારા ગુનાહોને બખ્શી દે અને અમને દોઝખના અઝાબથી બચાવી લે."

[۱۱] رَبَّنَآ اٰمَنَّا بِمَا اَنْزَلْتَ وَاتَّبَعْنَا الرَّسُوْلَ فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ - (ال عمران : ۵۳)

'રબ્બના આમન્ના બિ મા અન્ઝલ્-ત વત્ત-બઅ્નર્રસૂ-લ ફક્તુબ્ના મઅશ્શાહિદીન્.'

"હે અમારા પરવરદિગાર ! જે હુકમો તેં ઉતાર્યા તેના ઉપર અમે યકીન લાવ્યા અને અમે (તારા આ) રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તા'બે થયા, જેથી તું અમને માનનારાઓમાંથી લખી લે."

[۱۲] رَبَّنَا اغْفِرْلَنَا ذُنُوْبَنَا وَاِسْرَافَنَا فِيْٓ اَمْرِنَا وَثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ -

'રબ્બનગ્ફિર્ લના ઝુનૂ-બના વ ઈસ્રા-ફના ફી અમ્રિના વ સબ્બિત્ અક્દા-મના વન્સુર્ના અલલ્ કૌમિલ્ કાફિરીન્.' ('આલિ ઈમરાન' : ૧૪૬)

"હે અમારા પરવરદિગાર ! અમારા ગુનાહોને તેમ અમે અમારા કામમાં હદથી વધ્યા તેને માફ કર અને (ભવિષ્યમાં શત્રુની સામે) અમારા પગ જમાવી રાખ અને કાફિરોની કૌમ પર અમને વિજય આપ."

[۱۳] رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلاً ج سُبْحٰنَکَ فَقِنَا عَذَابَ النَّارِ ۔ (ال عمران : ۱۹۰)

'રબ્બના મા ખલક્-ત હાઝા બાતિલા, સુબ્હાન-ક ફ કિના અઝાબન્નાર્.'

"હે અમારા પરવરદિગાર ! તેં આ નિરર્થક બનાવ્યું નથી, તું સર્વ ઐબોથી પવિત્ર છે, તું અમને દોઝખના અઝાબથી બચાવ."

[۱۴] رَبَّنَا اِنَّکَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ط وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ۔ (ال عمران : ۱۹۱)

'રબ્બના ઈન્ન-ક મન્ તુદ્ખિલિન્ના-ર ફ કદ્ અખ્ઝય્તહ્, વ મા લિઝ્ઝાલિમી-ન મિન્ અન્સાર્.'

"હે અમારા પરવરદિગાર ! બેશક, જેને તું દોઝખમાં દાખલ કરે તો તેને તેં ખરેખર ફજેત કર્યો અને એવા અન્યાયીઓનો કોઈ પણ સાથ આપનાર નથી.'

## ૧૦૦ ૪૦ (ચાલીસ) હદીષોની ફઝીલત

હઝરત અબૂ દર્દા રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક સવાલના જવાબમાં ફરમાવ્યું કે :

"જેણે ૪૦ (ચાલીસ) હદીષો યાદ કરી લીધી તેને અલ્લાહ

તઆલા કિયામતના દિવસે ફકીહનો દર્જો આપશે અને હું તેની શફાઅત કરીશ.” ('બયહકી')

## ૧૦૧ ૪૦ (ચાલીસ) હદીષો લોકો સુધી પહોંચાડવાની ફઝીલત

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

“જે માણસ દીન સંબંધી ૪૦ (ચાલીસ) હદીષો મારી ઉમ્મતને પહોંચાડે, તો કિયામતના દિવસે અલ્લાહ તઆલા તેને ઉલમાના સમૂહમાં ઉઠાવશે અને હું કિયામતના ભાન ભૂલાવી નાંખનાર મેદાનમાં તેના ઈમાનની ગવાહી આપીને તેને બખ્શાવી દઈશ.”

['જમ્ઉલ્ અરબઈન ફી તઅ્લીમિદ્દીન' (ગુજરાતી)
લેખક : હઝરત મૌલાના મુફતી મરગૂબ અહમદ સાહબ લાજપૂરી (રહમતુલ્લાહિ અલયહ)]

## ૧૦૨ ૪૦ (ચાલીસ) અરબી હદીષો તથા ગુજરાતી અનુવાદ

[۱] اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتُ - (بخاری شریف)

“આમાલનો આધાર નિય્યત પર છે.”

[۲] حَقُّ الْمُسْلِمِ عَلَى الْمُسْلِمِ خَمْسٌ : رَدُّ السَّلَامِ وَعِيَادَةُ الْمَرِيْضِ وَاِتِّبَاعُ الْجَنَائِزِ

وَاِجَابَةُ الدَّعْوَةِ وَتَشْمِيتُ الْعَاطِسِ - (ب، م، ت)

દરેક મુસ્લિમના બીજા મુસ્લિમ પર પાંચ હકો છે :

☆ તેની સલામનો જવાબ આપવો.
☆ તે માંદો પડે તો તેની ખબર લેવી. (બીમારપૂસી કરવી)
☆ તેના જનાઝહમાં શરીક થવું.
☆ તેની દા'વત કબૂલ કરવી.
☆ તેની છીંકનો જવાબ આપવો.

[۳] لَا يَرْحَمُ اللّٰهُ مَنْ لَّا يَرْحَمُ النَّاسَ - (ب، م)

"અલ્લાહ તેના પર રહમ (દયા) નથી કરતો જે બીજાઓ પર રહમ નથી કરતો."

[۴] لَا يَدْخُلُ الْجَنَّةَ قَتَّاتٌ - (بخاری شریف، مسلم شریف)

"વચનભંગ કરનાર જન્નતમાં દાખલ ન થશે."

[۵] لَا يَدْخُلُ الْجَنَّةَ قَاطِعٌ - (بخاری شریف، مسلم شریف)

"સગાઈ–સંબંધ તોડનાર જન્નતમાં દાખલ ન થશે."

[۶] اَلظُّلْمُ ظُلُمَاتٌ يَوْمَ الْقِيَامَةِ - (بخاری، مسلم شریف)

"ન્યાયના દિવસે ઝુલ્મ (અત્યાચાર) અંધકારના રૂપમાં દેખાશે."

[۷] مَا اَسْفَلَ مِنَ الْكَعْبَيْنِ مِنَ الْاِزَارِ فِى النَّارِ (ب،م)

"પગની ઘૂંટીના નીચેના જેટલા ભાગમાં પાયજામો (લુંગી

વગેરે) લટકાવવામાં આવશે તે ભાગ (દોઝખની) આગમાં જશે."

[۸] اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِسَانِهٖ وَيَدِهٖ

"મુસ્લિમ તે છે જે પોતાની જીભ અને હાથની બૂરાઈથી બીજા મુસ્લિમોને બચાવે." ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[۹] مَنْ يُّحْرَمِ الرِّفْقَ يُحْرَمُ الْخَيْرَ كُلَّهَا ۔ (مسلم)

"જે દયાથી વંચિત રહ્યો તે તમામ ભલાઈઓથી વંચિત રહ્યો."

[۱۰] لَيْسَ الشَّدِيْدُ بِالصُّرَعَةِ اِنَّمَا الشَّدِيْدُ الَّذِىْ يَمْلِكُ نَفْسَهٗ عِنْدَ الْغَضَبِ ۔ (بخاری،مسلم)

"પહેલવાન તે નથી જે લોકોને પછાડે, બલ્કે પહેલવાન તે છે જે ગુસ્સાના સમયે પોતાની જાત પર કાબૂ રાખે."

[۱۱] اِذَا لَمْ تَسْتَحْيِ فَاصْنَعْ مَا شِئْتَ (بخاری، مسلم)

"જો તમારામાં શરમ (હયા) નથી, તો ચાહે તે કરો."

[۱۲] اَحَبُّ الْاَعْمَالِ اِلَى اللّٰهِ اَدْوَمُهَا وَاِنْ قَلَّ (ب،م)

"અલ્લાહની નજરમાં સૌથી વધારે પસંદપાત્ર અમલ તે છે, જેને સતત કરવામાં આવે, ભલે થોડો જ હોય."

[۱۳] لَا تَدْخُلُ الْمَلٰٓئِكَةُ بَيْتًا فِيْهِ كَلْبٌ اَوْ تَصَاوِيْرُ

"(રહમતના) ફરિશ્તા તે ઘરમાં દાખલ થતાં નથી, જેમાં કૂતરો

અથવા સજીવના ચિત્રો હોય." ('બુખારી','મુસ્લિમ')

[۱۴] اِنَّ مِنْ اَحَبِّكُمْ اِلَيَّ اَحْسَنَكُمْ اَخْلَاقاً. (ب، م)

"મને તમારામાંથી સૌથી વધારે પ્રિય વ્યકિત તે છે, જેના અખ્લાક સુંદર છે."

[۱۵] اَلدُّنْيَا سِجْنُ الْمُؤْمِنِ وَجَنَّةُ الْكَافِرِ - (ب، م)

"દુનિયા ઈમાનવાળા માટે જેલ અને કાફિરના માટે જન્નત છે."

[۱۶] لَا يَحِلُّ لِمُؤْمِنٍ اَنْ يَّهْجُرَ اَخَاهُ فَوْقَ ثَلَاثَ لَيَالٍ - (بخاری شریف، مسلم شریف)

"કોઈ મુસ્લિમને બીજા મુસ્લિમ સાથે ત્રણ દિવસથી વધારે સમય માટે સંબંધ તોડવાની ઈજાઝત નથી."

[۱۷] لَا يُلْدَغُ الْمُؤْمِنُ مِنْ جُحْرٍ وَّاحِدٍ مَّرَّتَيْنْ (بخاری شریف، مسلم شریف)

"કોઈ માણસ એક જ દરમાંથી બે વખત ડંખવામાં નથી આવતો."

[۱۸] اَلْغِنٰى غِنَى النَّفْسْ - (بخاری شریف، مسلم شریف)

"દિલનો ગની (ધનવાન) સાચો ધનવાન છે."

[۱۹] كُنْ فِي الدُّنْيَا كَاَنَّكَ غَرِيْبٌ اَوْ عَابِرُ سَبِيْلْ (بخاری شریف، مسلم شریف)

"દુનિયામાં એક મુસાફિર અથવા રાહદારીની જેમ રહો."

[۲۰] كَفٰى بِالْمَرْءِ كَذِبًا اَنْ يُّحَدِّثَ بِكُلِّ مَا سَمِعَ

"કોઈ માણસના જૂઠા હોવા વિષે એટલું પૂરતું છે કે તે જે કંઈ વાત સાંભળે છે (તેની તપાસ કરવા વગર) લોકોમાં તેને ફેલાવે છે." ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[۲۱] عَمُّ الرَّجُلِ صِنْوُ اَبِيْهِ ـ (بخاری شریف، مسلم شریف)

"વ્યકિતના કાકા તેના પિતા સમાન છે."

[۲۲] مَنْ سَتَرَ مُسْلِمًا سَتَرَهُ اللّٰهُ يَوْمَ الْقِيٰمَةِ (ب، م)

"જે શખ્સ કોઈ મુસ્લિમના દોષને છુપાવે છે, અલ્લાહ તઆલા ન્યાયના દિવસે તેના દોષ છુપાવશે."

[۲۳] قَدْ اَفْلَحَ مَنْ اَسْلَمَ وَرُزِقَ كَفَافًا وَّقَنَّعَهُ اللّٰهُ بِمَا اٰتَاهُ ـ (مسلم شریف)

"ખૂબ જ સફળ વ્યકિત તે છે જે ઈસ્લામ સ્વીકારે છે. અલ્લાહ તેને પૂરતી રોઝી આપે છે, અને અલ્લાહ તેની રોઝી માટે તેના દિલને સંતોષિત કરી દે છે."

[۲۴] اِنَّ اَشَدَّ النَّاسِ عَذَابًا يَّوْمَ الْقِيٰمَةِ الْمُصَوِّرُوْنَ

"(સજીવના) ચિત્રો બનાવનારાઓ ન્યાયના દિવસે સૌથી સખત અઝાબમાં હશે." ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[۲۵] اَلْمُسْلِمُ اَخُ الْمُسْلِمِ ـ (مسلم شریف)

"એક મુસ્લિમ બીજા મુસ્લિમનો ભાઈ છે."

[۲۶] لَا يُؤْمِنُ اَحَدُكُمْ حَتّٰى يُحِبَّ لِاَخِيْهِ مَا يُحِبُّ لِنَفْسِهٖ۔ (بخاری شریف،مسلم شریف)

"કોઈ શખ્સ કામિલ (પરિપૂર્ણ) મુસ્લિમ થઈ શકતો નથી જયાં સુધી કે તેને તેના (મુસ્લિમ) ભાઈ માટે એટલો પ્રેમભાવ નથી જેટલો તેને પોતાની ઝાત માટે છે."

[۲۷] لَا يَدْخُلُ الْجَنَّةَ مَنْ لَّا يَأْمَنُ جَارُهٗ بَوَائِقَهٗ

"તે શખ્સ જન્નતમાં દાખલ થશે નહિ જેનો પડોશી તેની ઈજાથી સુરક્ષિત નથી." ('બુખારી શરીફ','મુસ્લિમ શરીફ')

[۲۸] اَنَا خَاتَمُ النَّبِيِّيْنَ لَا نَبِيَّ بَعْدِیْ۔ (بخاری،مسلم)

"હું છેલ્લો નબી છું, મારા પછી કોઈ નબી (થનાર) નથી."

[۲۹] لَا تَقَاطَعُوْا وَلَا تَدَابَرُوْا وَلَا تَبَاغَضُوْا وَلَا تَحَاسَدُوْا وَكُوْنُوْا عِبَادَ اللّٰهِ اِخْوَانًا (ب،م)

- તમારા સગાઈ—સંબંધને કાપશો નહિ,
- એક બીજાના વિરુદ્ધ કાવતરાં કરશો નહિ,
- કોઈનું પણ બૂરું ઈચ્છશો નહિ,
- કોઈના પ્રત્યે ઈર્ષા—અદેખાઈ રાખશો નહિ અને
- તમો અલ્લાહના બંદા અને ભાઈ—ભાઈ બની રહો !

[۳۰] اِنَّ الْاِسْلَامَ يَهْدِمُ مَا كَانَ قَبْلَهٗ،

وَاِنَّ الْهِجْرَةَ تَهْدِمُ مَا كَانَ قَبْلَهَا،
وَاِنَّ الْحَجَّ يَهْدِمُ مَا كَانَ قَبْلَهُ (ب، م)

- ઈસ્લામ એનાથી પહેલાંના (કુફ્રના) સમયમાં કરેલાં તમામ ગુનાહોને નષ્ટ કરી દે છે ;
- હિજરત, એના પહેલાંના તમામ ગુનાહોને ભૂંસી નાંખે છે,
- અને હજ એનાથી પહેલાંના તમામ ગુનાહોને ધોઈ નાંખે છે.

[٣١] اَلْكَبَائِرُ: اَلْاِشْرَاكُ بِاللّٰهِ وَعُقُوْقُ الْوَالِدَيْنِ وَقَتْلُ النَّفْسِ وَشَهَادَةُ الزُّوْرُ (ب، م)

મોટા (કબીરા) ગુનાહો (આ પ્રમાણે છે) :

- અલ્લાહની સાથે કોઈને શરીક (ભાગીદાર) બનાવવો.
- મા-બાપની નાફરમાની કરવી.
- નિર્દોષ જીવની હત્યા કરવી અને
- જૂઠી ગવાહી (સાક્ષી) આપવી.

[٣٢] مَنْ نَفَّسَ عَنْ مُؤْمِنٍ كُرْبَةً مِّنْ كُرَبِ الدُّنْيَا نَفَّسَ اللّٰهُ عَنْهُ كُرْبَةً مِّنْ كُرَبِ يَوْمِ الْقِيَامَةِ، وَمَنْ يَسَّرَ عَلٰى مُعْسِرٍ يَسَّرَ اللّٰهُ عَلَيْهِ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ، وَمَنْ سَتَرَ مُسْلِماً سَتَرَهُ اللّٰهُ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ، وَاللّٰهُ فِيْ عَوْنِ الْعَبْدِ

مَا كَانَ الْعَبْدُ فِىْ عَوْنِ اَخِيْهُ۔
(بخاری شریف،مسلم شریف)

- જે વ્યકિત કોઈ મુસ્લિમની દુન્યવી મુશ્કેલીમાં મદદ કરે છે; અલ્લાહ તઆલા ન્યાયના દિવસે તેની ઘણી મુશ્કેલીઓને દૂર ફરમાવશે.
- જે વ્યકિત ગરીબ અને જરૂરતમંદની સમસ્યામાં આસાની કરશે; અલ્લાહ તેના માટે આ દુનિયામાં અને આખિરતમાં આસાની ફરમાવશે.
- જે વ્યકિત કોઈ મુસ્લિમનો દોષ છુપાવશે, અલ્લાહ દુનિયામાં અને આખિરતમાં તેના દોષોને છુપાવશે.
- જયાં સુધી કોઈ વ્યકિત તેના મુસ્લિમ ભાઈની મદદ કરતો રહે છે ત્યાં સુધી અલ્લાહની મદદ તેની સાથે હોય છે.

[۳۳] اِنَّ اَبْغَضَ الرِّجَالِ اِلَى اللّٰهِ الْاَلَدُّ الْخَصِمُ

"ઝઘડાખોર વ્યકિત અલ્લાહની નજરમાં સૌથી વધારે તિરસ્કારને પાત્ર છે." ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[۳۴] كُلُّ بِدْعَةٍ ضَلَالَةٌ (مسلم شریف)

"દરેક બિદઅત ગુમરાહી છે."

[۳۵] اَلطُّهُوْرُ شَطْرُ الْاِيْمَانُ۔ (مسلم شریف)

"પાકી (પવિત્રતા) અડધું ઈમાન છે."

[۳۶] اَحَبُّ الْبِلَادِ اِلَى اللّٰهِ مَسَاجِدُهَا۔ (مسلم)

"અલ્લાહની નજરમાં સૌથી પવિત્ર સ્થાન મસ્જિદ છે."

[۳۷] لَا تَتَّخِذُوا الْقُبُوْرَ مَسَاجِدَ۔ (مسلم شریف)

"કબરોને મસાજિદ (સજદહ કરવાની જગા) ન બનાવો."

[۳۸] لَتُسَوُّنَّ صُفُوْفَكُمْ اَوْ لَيُخَالِفَنَّ اللّٰهُ بَيْنَ وُجُوْهِكُمْ۔ (مسلم شریف)

"નમાઝમાં તમારી સફો સીધી રાખો, નહિતર અલ્લાહ તમારા દિલોમાં જુદાઈ નાખી દેશે."

[۳۹] مَنْ صَلّٰى عَلَيَّ صَلٰوةً وَّاحِدَةً صَلَّى اللّٰهُ عَلَيْهَا بِهَا عَشْرًا۔ (مسلم شریف)

"જે કોઈ મારા પર એક વખત દુરૂદ મોકલે છે; અલ્લાહ એના પર ૧૦ (દસ) કૃપા કરે છે."

[۴۰] اِنَّمَا الْاَعْمَالُ بِالْخَوَاتِيْمُ۔ (مسلم شریف)

"અમલોનો આધાર તેના અંત ઉપર છે."



اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ِالْمَخْصُوْصِ بِجَوَامِعِ الْكَلِمِ وَخَوَاصِّ الْحِكَمِ
وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ